# અસહકાર.

## માનસશાસ્ત્રની દૃષ્ટિએ રાજકીય ઘટનાઓની ચિકિત્સા.

"This is the true JOY in LIFE, the being used for a PURPOSE recognized by yourself as a MIGHTY one; the being thoroughly worn out before you are thrown on the scrap-heap; the being a FORCE OF NATURE in stead of a feverish little clod of ailments and grievances, complaining that the world will not devote itself to making you happy."---Bernard Shaw.

" It is not death that matters, but the FEAR of death. It is not killing and dying that degrades men, but base living and accepting the wages and profits of degeneration. Better ten dead men than one live slave or---his master."---Bernard Shaw.

" Freedom is the WILL to be RESPONSIBLE for oneself."

" I LOVE him whose soul wasteth itself, who neither wanteth thanks nor returneth aught, for he always giveth and SEEKETH NOTHING to keep for himself."---F. Nietzsche.

લખનાર:—

વાડીલાલ મોતીલાલ શાહ,

ઘાટકોપર (મુંબઇ).

સંશોધિતવર્દ્ધિત પાંચમી આવૃત્તિ.

પ્રસિદ્ધ કર્તા—

ઠક્કર ગોવિંદજી ગોપાળજી જરીવાળા,

ત્રીજો ભોઇવાડો, ભુલેશ્વર, મુંબઇ.

પ્રત ૫૦૦૦. વૈશાખ, ૧૯૭૭.

## આ પુસ્તક સાથે જરૂર વાંચો—

'મહાવીર કહેતા હવા'—હરકોઈ ધર્મને માનનારને માટે તેમજ કોઈ પણ ધર્મપંથને નહિ માનનારને માટે વીસમી સદીની ગીતા. (મૂલ્ય ૦–૪–૦).

'મૃત્યુના મ્હોંમાં' અથવા 'અમૃતલાલ શેઠનું અઠવાડીયું'—સામાજિક પ્રશ્નોની ચર્ચા કરતી રસીલી વાર્તા; આખી જીંદગી દ્રવ્યોપાર્જનમાં ગાળ્યા બાદ એક અઠવાડીઆમાં દેશોદ્ધાર કરવા નીકળી પડેલા એક શ્રીમંત મહાત્માનું જીવનવૃત્તાંત, જેમાં દુનિયાનું ભવિષ્ય પણ આલેખવામાં આવ્યું છે. (મૂલ્ય રૂ. ૧).

'જૈનહિતેચ્છુ'નો જુન ૧૯૨૧ નો અંક, જેમાં તમામ વેદાંત અને જૈન તત્ત્વજ્ઞાનનું દોહન આપવામાં આવ્યું છે. એ એક અમૂલ્ય સ્વતંત્ર ગ્રંથ છે. મૂલ્ય રૂ. ૧).

લેખક—**વા. મો. શાહ.**

---

"How is FREEDOM measured? By the resistence which has to be overcome; by the EFFORT it costs to regain superiority".

"Whoever will be free must make himself free. Freedom is no fairy's gift to fall into any man's lap.

"WILLING delivereth: that is the true doctrine of WILL and FREEDOM."

"O WILL! thou my NECESSITY! Reserve me for ONE great VICTORY."

"Sterile ye are; therefore FAITH is lacking."

"Cowards are prudent."

"Forgiveness is a beggar's refuge: we must pay our debt."

"Political Economy and Social Economy are amusing intellectual games; but VITAL ECONOMY is the Philosopher's Stone."

"All CAPACITY is the outcome of happy organization. All FREEDOM is the outcome of CAPACITY. FREEDOM is the FASCILITY in SELF-DIRECTION."

# શરૂઆતના બે બોલ.

કોઇપણ એક રાજદ્વારી પક્ષ, ધાર્મિક પંથ કે તત્ત્વજ્ઞાનવિષયક 'સ્કુલ' નું "શિષ્યપણું" નહિ ધરાવતા એવા એક તટસ્થ 'દૃષ્ટા'ના વિચારો આ લેખમાં આપવાનો ઇરાદો છે.

'લાગણી' કે 'બુદ્ધિવાદ' થી નહિ દોરાતાં, માનસશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્રના દૃષ્ટિએ સૂઝેલાં સત્યો રજુ કરવા અત્રે પ્રયત્ન કરવામાં આવ્યો છે, કે જે દૃષ્ટિથી યુદ્ધ અને સુલેહ, 'નીતિ' અને 'અનીતિ,' સ્વાતંત્ર્ય અને પારતંત્ર્ય સર્વનું નગ્ન સ્વરૂપ યથાર્થ જોઇ શકાય છે.

અંગ્રેજોના હાથે હિંદનાં ધન-ધાન્ય, શરીરબળ તેમજ સ્વમાન અને ચૈતન્ય લૂટાય છે અને જાલીઆનવાળા બાગ જેવા ત્રાસ થાય છે. એ 'હકીકત' પર ઢાંકપીછોડો કરવો એ જેમ 'સત્ય' નથી તેમજ, લેખક માને છે કે, એમ કરવામાં અંગ્રેજો કાંઇ 'ગેરવાજબી' કે 'પાપી' કામ કરે છે એમ કહેવું એ પણ સત્ય નથી. અંગ્રેજોની કઇ વૃત્તિ અને કઇ જરૂરીઆત એ કામ કરાવે છે તે શોધી કહાડવું અને જુલમ ખમનારની કઇ વૃત્તિ અને કઇ જરૂરીઆત તે જુલમોને ખેંચી આણે છે તે વિચારવું, તથા સ્વરક્ષાનો નૈસર્ગિક હકક કેવી રીતે—કોઇની પણ આજ્ઞા મેળવવાની દરકાર વગર—અદા કરવો એ નક્કી કરવું, એમાં જ ખરૂં 'સત્ય' રહેલું છે.

અંગ્રેજો હા કે ના કહે, પરન્તુ તેઓ હિંદીઓથી નિરંતર 'યુદ્ધ' ચલાવે છે,—હિંદીઓની મદદથી હિંદીઓ સ્હામે હિંદીઓના જ ખર્ચે અને હિંદીઓના હિતના બ્હાને 'યુદ્ધ' ચલાવે છે: એટલે કે યુદ્ધનું બ્યુગલ તો વાગેલું જ પડયું છે. ફકત હિંદીઓએ તે સાંભળ્યું નહોતું. મ. ગાંધીજીએ પહેલ પ્રથમ એ બ્યુગલ સાંભળ્યું અને ઉત્તરમાં અસહકાર નામક અનોખા પ્રકારના યુદ્ધનું બ્યુગલ વગાડી 'ઉત્થાનનું ત્હમારૂં આમંત્રણ અમે સહર્ષ સ્વીકારીએ છીએ' એમ જાહેર કર્યું. હિંદીઓ આજે સુલેહ નહિ પણ યુદ્ધ વચ્ચે જ પસાર થાય છે, એ છુપાવવામાં 'સત્ય' નથી; પણ એ યુદ્ધ પડયા રૂપે—સ્વરક્ષા માટે—અને બન્ને પક્ષની આધ્યાત્મિક ઉત્ક્રાન્તિમાં જ પરિણમે એવા પ્રકારનું હોઇ એ માટે દરેક હિંદી વાજબી

ગર્વ લઇ શકે. એ યુદ્ધ તમામ 'સુધરેલી' દુનિઆને નૂતન આદર્શ આપશે અને જડવાદ તથા આત્મવાદના સંયોગસાધન રૂપ થઇ પડી એશિયાને પ્રકાશમાં આણશે તથા પ્રાચીન આર્ય સંસ્કૃતિની ગૂઢ ખુબીઓ તરફ અર્વાચીન બુધ્ધિવાદને લલચાવશે.

'અમે યુધ્ધની મધ્યમાં છીએ' એનું ભાન ન હોવું એ **આત્મઘાત** છે અને એ વાતનો ઇનકાર કરવો એ **ધૂર્તતા** છે. તેમજ યુધ્ધ દરમ્યાન ધારણ કરવામાં આવતી એકાગ્રવૃત્તિ, ઐક્ય, આત્મભોગનો જુસ્સો, ખડતલપણું, મોજશોખની ચીજોનો સદંતર ત્યાગ અને આવશ્યક ચીજો વગર પણ ચલાવી લેવાના સંજોગોમાં મૂકાતાં તેવી અગવડ હસ્તે મુખે સહન કરવાની વૃત્તિ, ગુસ્સાના શબ્દો પોકારીને અંદરની વરાળ બહાર કહાડી નાખવાથી આવતી અશકિતનો ભય બરાબર સ્હમજી સઘળા 'ઘુંટડા ગળી જવા'—સઘળો ગુસ્સો bottle up કરવો—અને એ વરાળને યુધ્ધ-શકિત બનાવવીઃ એવું 'ડહાપણ':—આ સર્વ તત્વો અંગ્રેજોમાં છે માટે જ તેઓ વિજયી નીવડે છે એ 'સત્ય' સ્હમજી ત્હેમના તે પ્રશસ્ત ગુણો પોતામાં ઉતારવાની કાળજી રાખવી, એ જ યુધ્ધની સાર્થકતા છે,—અને **એકમેકની એવી ઉત્ક્રાન્તિ માટે જ** કુદરત બે પ્રજાઓને મિત્ર રૂપે કે શત્રુ રૂપે સહવાસમાં લાવે છે.

જે હિંદીઓ આ યુધ્ધકાળ પ્રસંગે પણ **સુલેહકાળની માફક જ** ગૃહ, સમાજ, વ્યાપાર અને રાજકીય પ્રશ્નો વિચારશે તેઓ ખરેખર આત્મ-ઘાતી અને માતૃદ્રોહી બનશે. સમયને અનુસરીને જ દૃષ્ટિબિંદુ બદલવું જોઇએ અને બદલાયલા દૃષ્ટિબિંદુ માફક જ **વર્ત્તન** થવું જોઇએ. જ્હાં સુધી તમામ હિંદ આ **નિશ્ચય** ન સ્વીકારે ત્હાં સુધી કુદરત ત્હેને જાલીઆનવાળા બાગ જેવા વધુ તમાચાથી શિક્ષણ આપવાની પોતાની દયાળુ ફરજ કદાપિ ન ચુકે. દરેક ચીજ—અને ખાસ કરીને ઉત્ક્રાન્તિ—કિંમત ભર્યા વગર પ્રાપ્ત થતી નથી. અને ઓડવાયરો તો બિચારા 'નિમિત્ત'—બહાના રૂપ હોય છે. એમને માથે અપયશ ઢોળીને શિક્ષા તો કુદરત માતા જ કરતી હોય છે અને તે પણ જ્હેને જેટલી અને જેવી શિક્ષા ઘટે છે તેટલી જ અને તેવી જ.

લાંબા કાળ સુધી સત્તા ભોગવવા પામેલી વ્યાપારી વૃત્તિનો અસ્તકાળ અને મજુરીનો ઉદયકાળ શરૂ થઇ ચુકયો છે. સંભવ છે ઇ. સ. ૧૯૨૩ ની

આસપાસમાં એ અસ્તીત્વનું સમ્પૂર્ણ સ્વરૂપ જોયા બાદ તત્ત્વજ્ઞાની, યોદ્ધો, વ્યાપારી અને મજુર 'સહકાર' ની આવશ્યકતામાં મુકાય અને ધીમે ધીમે દુનિયાની નૂતન સુંદર વ્યવસ્થા—'સહકાર' ના ધોરણ પર—રચાવી શરૂ થાય. તે દરમ્યાનમાં થતી 'સહકાર' ની વાતો કાં તો પાખંડમાંથી અને કાં તો ગુલામીના સંસ્કારમાંથી જ ઉદ્ભવતી સ્હમજવી. 'નીતિ' પણ 'આવશ્યકતા' જ ચીજને એંચી લાવે છે.

શહેરમાં દાખલ થવા ઇચ્છતો આંધળો, શહેરના ગઢની દીવાલ પર હાથ ફેરવતો ફેરવતો ચાલ્યા કરે છે પરન્તુ દરવાજો આવતાં ચળને વશ થાય છે અને વલુરવામાં દરવાજો વટાવી જાય છે. એના ભ્રમણનો અંત કદાપિ ન આવે. હિંદી લોકનાયકો સ્વાર્થ, ઇર્ષા અને કાયરપણાની 'ચળ'ને ઘડીભર 'ના' કહેવાનું ડહાપણ શિખશે !

આ લેખ ગત દીપોત્સવી પ્રસંગે 'હિંદુસ્થાન' પત્રદ્વારા પ્રગટ થયો હતો; તે પછીના પાંચ માસમાં ત્હેની ચાર આવૃત્તિઓની ૧૭૦૦૦ પ્રતો નીકળવા પામી છે અને હિંદી તથા મરાઠી ભાષામાં ત્હેનાં ભાષાન્તર થવા લાગ્યાં છે. વળી એની સુધારાવધારા સાથેની અંગ્રેજી આવૃત્તિ—દળદાર પુસ્તક આકારમાં—બહાર પડવાની છે. આ પુસ્તક સૂત્ર રૂપે લખાયલું હોઇ એકાન્તમાં મનનપૂર્વક ગંભીરતાથી વાંચવા ભલામણ છે અને તે વાંચ્યા બાદ 'મહાવીર કહેતા હવા' નામનું એ જ કલમથી લખાયલું ન્હાનું પુસ્તક વાંચી જવા ભલામણ છે. એમાં શ્રેષ્ઠ માનસશાસ્ત્રી, તત્ત્વજ્ઞાની તેમજ રાજદ્વારીનાં સૂત્રો જોવામાં આવશે.

વાચકે આ પુસ્તકમાંનું કોઇ છૂટું છવાયું વાકય પકડી લઇ લેખકનો આશય કલ્પવાની ઉતાવળ કરવી નહિ. પુસ્તકનું દરેક વાકય બીજા દરેક વાકય સાથે સંબંધ ધરાવે છે; છૂટું દેખાતું વાકય પણ આખા પુસ્તકદ્વારા આળેખવા ધારેલી 'ભાવના' ( Concept ) અથવા 'વાદ' ( System ) નું એક અંગ છે, કે જે અંગ શરીરથી છૂટું પાડતાં નિર્જીવ બને છે, મ્હારો ખરો આશય સ્હમજવા માટે પાઠકગણે આ સૂચના લક્ષમાં રાખવી જોઇએ છે.

વા. મો. શાહ.

# (૧) માનસ શાસ્ત્રની દૃષ્ટિએ રાજતંત્ર.

૧. જે પ્રજા શસ્ત્ર અને લડાયક વૃત્તિ ગુમાવી બેસે છે તે પ્રજામાં **બડબડવાની પ્રકૃતિ**—ખાસ કરીને ઉત્થાન, આત્મભોગ અને સક્રિયતાના દરેક આવ્હાન સ્હામે **બડબડવાની પ્રકૃતિ—અવશ્ય** સ્થાન પામે છે.

૨. કોઈ પણ દેશને બળથી કે કળથી જીત્યા પછી હમેશને માટે અને વિનામુશીબતે પોતાના તાબામાં રાખવા ઈચ્છનાર પ્રજાએ તે દેશની પ્રજાને (अ) નિઃશસ્ત્ર કરી ભાડુતી પોલીસ વડે 'સુરક્ષિતપણું' આપવું અને (आ) મોજશોખનાં સાધનો તથા (इ) તર્કવાદનો પ્રચાર કરવો: એટલે જીતાયલી પ્રજા સ્હેલાઈથી (अ) મુડદાલ અને માથું ઉંચકવાની (आ) વૃત્તિ કે (इ) શક્તિ વગરની બની જશે.

૩. એવી પ્રજાને શહેરી જીવન, સુરક્ષિત જીંદગી, બીનસરતી વફાદારી, માનચાંદ અને ધનનો લોભ તથા કોઈ પણ રીતે—પેટ ઘસીને પણ—જીવતરને બે વર્ષ વધુ ટકાવી રાખવાની વૃત્તિ: આ સર્વ અતિપ્રિય થઈ પડે છે.

૪. મનુષ્યમાત્રમાં વિજિગીષા અથવા જયપિપાસા (Will-to-Power) ઓછા યા વધતા પ્રમાણમાં રહેલી જ છે. સબળો પુરૂષ પોતાના ક્ષેત્ર બહાર વિજય મેળવવામાં તે શક્તિનો ઉપયોગ કરી પ્રસન્ન થાય છે; નબળો પુરૂષ—પોતાના ઘરમાં—ઘણે ભાગે પત્ની કે બચ્ચાંઓપર—બખાળા કહાડી પોતાની અંદર રહેલી વિજિગીષાને તૃપ્ત કરે છે. જીતાયલી અને નિઃશસ્ત્ર પ્રજામાં ઐક્ય ન હોવાનું અને વિવિધ નેતાઓ વચ્ચે (માત્ર મતભેદ નહિ પણ) વિરોધ અને કલહ હોવાનું આ જ કારણ છે. જે વિજિગીષા વૃત્તિ

માગે છે ત્હેને સંતોષવા એક નેતા બીજા નેતાના વિચારો, સલાહો અને કૃત્યો સ્હામે બખાળા કહાડવા–થુંક ઉડાડવા–વાગ્યુદ્ધ કરવા તૂટી પડે છેઃ એ ક્રિયાને અશક્ત પ્રજાનો મ્હોટો ભાગ 'દેશસેવાનું કાર્ય' માને છે! અને એ ક્રિયા કરનાર પોતાની વિજિગીષાના વિકૃત સ્વરૂપને સંતોષવા ઉપરાંત અશક્ત પ્રજા તરફથી ધન્યવાદ અને કવચિત્ ધનલાભ પણ મેળવી પોતાને કૃતકૃત્ય માને છે!

૫. શક્તિહીનતાના આ લક્ષણમાં વળી જો નૈયાયિકો (logicians) અને ધારાશાસ્ત્રીઓ (lawyers)ની સંખ્યા વધવા પામે તો સ્હમજવું કે એ પ્રજાનો સમૂળ વિધ્વંસ બહુ જ નજદીકમાં છે. બુદ્ધિવાદ એકાગ્રતાનો શત્રુ છે, અને કોઈ પણ ફળની પ્રાપ્તિ માટે એકાગ્રતા અનિવાર્ય છે. બુદ્ધિવાદ મનુષ્યોની પ્રવૃત્તિને શિથિલ બનાવે છે અને ઇચ્છાશક્તિ (will power)ને મંદ કરી નાખે છે.

૬. એવી પ્રજા પર રાજ કરનાર પ્રજા જો વિદેશી હોય તો ત્હેણે જરા પણ ભય રાખવાની જરૂર નથીઃ ફક્ત અવારનવાર બુદ્ધિવાદના પરપોટા ઉત્પન્ન કરવાની કાળજી રાખવાથી તે પોતાનો સૂર્ય અચળ તપતો રાખી શકશે.

૭. દરેક જીવતી પ્રજા ક્રિયાશીલ–ગતિશીલ જ હોય. આ માર્ગ સારો ને તે માર્ગ નરસો, આ જોખમભર્યો અને પેલો જોખમરહીત, ઇત્યાદિ વિચારોની ચર્ચામાં જ વર્ષો અને દાયકાઓ વ્યતીત કરનાર પ્રજા 'જીવતી પ્રજા' ગણાય જ નહિ. દરેક જીવનશક્તિ ધરાવતો મનુષ્ય જોખમમાં જ 'મજા' માને છે અને સુરક્ષિત જીંદગીમાં 'શરમ' માને છે. વળી, જોખમ વગરનું કોઈ પણ કાર્ય આ દુનિયામાં છેજ નહિ. હિંદના પૂર્વકાળનાં દેશી રાજ્યોએ ધાર્યું હોત તો બ્હારવટીઆ વર્ગનું નિકંદન કહાડી શક્યાં હોત; પરન્તુ તેઓની હયાતી પ્રજાને ખડતલ, સ્વાવલંબી અને લડાયક બની રહેવામાં મદદગાર થશે એ છૂપા આશયથી ત્હેમણે બ્હાર-

નીભા વર્ગનું નિકંદન કહાડવાનો સંકલ્પ કદાપિ કર્યો ન હતો. ઉલટું, ઘણી વખતે એ વર્ગમાંના વીરોનું બહુમાન કર્યું હતું.

૮. તર્કશાસ્ત્રી કે સમર્થ ધારાશાસ્ત્રી નહિ પણ 'ઇચ્છા શક્તિનો ફુવારો' જ પ્રજાનો નેતા થવાને યોગ્ય ગણાય. એવો પુરૂષ નેતૃત્વ માંગતો નથી, ઇચ્છતો નથી, તેમ હેને નેતૃત્વ આપવામાં આવે એવી રાહ પણ જોતો નથી. તે પોતાની શક્તિના એક યા બીજા પ્રકાર વડે આપોઆપ નેતૃત્વ ભોગવે છે. પ્રકૃતિથી જ નેતા (a leader by instinct) હોય એવો પુરૂષ હમેશ 'આપખુદ' જ હોય, અને ઇશ્વર પણ 'આપખુદ' જ છે! એ આપખુદી ચર્ચાનો વિષય નથી. આપખુદી શક્તિનો વિષય છે અને સમર્થનો તે જન્મસિદ્ધ હક્ક છે; અને બુદ્ધિનો અને ધારાશાસ્ત્રીઓનો જન્મહક્ક હેના સ્હામે બડબડવાનો, ન્યાય અને નીતિ શાસ્ત્રની કલમો વડે ચુંથણાં ચુંથવાનો, ધૂળ ઉડાડવાનો કે થુંક ઉડાડવાનો છે. પરન્તુ એક સમર્થ નેતા પોતાની આધ્યાત્મિક શક્તિના અનેક પ્રવાહો પૈકીના એકાદ પ્રવાહને છૂટો મૂકી તે વડે વિરોધી દળના બકવાદને પણ અટકાવી શકે છે.

૯. એવા એક પ્રખર અને સહજ નેતાને આપણે—સગવડ ખાતર—'મહાત્મા' શબ્દથી ઓળખાવીશું. દરેક મહાત્મા સમુદ્ર જેટલો 'ઉંડો' અને ગિરિરાજ જેટલો 'ઉંચો' તથા તેવાજ કઠણ હૃદયવાળો, અલ્પ બોલનારો, 'ખુલાસા' કરવાની પ્રકૃતિ વગરનો, મનુષ્ય પ્રકૃતિને સ્હમજી દરેક પગલાનું પરિણામ અગાઉથી કલ્પી યોજના ઘડનારો, યોજના મનમાં જ રાખી પ્રજા સમક્ષ જૂદું જ કાર્યક્રમ રજુ કરી ઇચ્છિત પરિણામ ઉપજાવવામાં કુશળ હોય. દરેક કૃષ્ણ, દરેક મહાવીર, દરેક નેપોલીઅન, દરેક શીવાજી, દરેક લેનીન આવા પ્રકારના મહાત્માઓ હોય—ગુપ્તદૃષ્ટા (mystic) હોય.

૧૦. એક 'મહાત્મા'ને જો પ્રજાનો સહકાર મેળવવા માટે પોતાની યોજનાનો ગુપ્ત ભેદ પ્રજા સમક્ષ જાહેર કરવાની ફરજ

ફૂટી હોય તો તે યોજના કોઈ કાળે સફળ થવા પામે જ નહિ–લોકોનો સમૂહ એક વાત સમજવા પામે તે પહેલાં તો પ્રતિપક્ષ આખી યોજનાનો વિનાશ કરી શકે. જે મનુષ્ય પ્રજામાં સંપૂર્ણ શ્રદ્ધા પ્રેરી શકે તે જ 'મહાત્મા' ગણાય, અને ચુપકીથી તથા પૂર્ણ વિશ્વાસથી એક મહાત્માની આજ્ઞાને અનુસરનાર પ્રજા જ પ્રજાત્વ જાળવી શકે કે આગળ વધી શકે.

૧૧. કઈ પ્રજા વડે અને કઈ પ્રજા સ્હામે ઝુઝવાનું છે, તથા ધન, બુદ્ધિવૈભવ, આત્મભોગનો જુસ્સો ઇત્યાદિ **ક્યાં** અને **કેવી સ્થિતિનાં** શસ્ત્રો સહિત ઝુઝવાનું છે ત્હેનો ખ્યાલ એક મહાત્મા કોઈ પણ યુદ્ધ આરંભ્યા પહેલાં ધરાવતો હોવો જ જોઇએ; એટલું જ નહિ પણ નેપોલીઅનની માફક અમુક ક્રમે, અમુક કાળે, અમુક પરિણામો જોવાની તે ખાત્રી રાખી શકે.

૧૨. એક 'મહાત્મા' ની હર કોઈ મહાન પ્રવૃત્તિ, ત્હેનાં **તાત્કાલિક** પરિણામોને નહિ પણ **અંતીમ** પરિણામને દૃષ્ટિ સમક્ષ રાખીને જ કરાય. ઘણી વખતે તે એમ પણ કરે કે પોતે જે પ્રજાને જયવંતી કે સ્વતંત્ર કરવા ઇચ્છતો હોય તે પ્રજાના સમૂહને રૂચતું જ કોઇ તત્વ પકડીને તે પાછળ પ્રજાને દોરવી મુશ્કેલ સ્થિતિમાં લાવી મૂકે–ઈરાદાપૂર્વક લાવી મૂકે, કે જેથી સંકડામણમાં આવેલી તે પ્રજામાં ધૈર્ય અને આક્રમણ શકિત 'પ્રકટી' નીકળે, અને પછી એ શકિતઓ–અને નહિ કે કોઇ એક નેતા–તે પ્રજાને ઇષ્ટ લક્ષ્યે પહોંચાડે.

૧૩. મહત્તા અને ગુપ્તતા સાથે જ ચાલે છે. મહાન ઇશ્વર મનુષ્યને જન્મ આપે છે પણ ત્હેને માથે શું શું વીતશે અને તે ક્યહારે મરશે એ વાતો ગુપ્ત રાખીને જ જન્મ આપે છે અને જન્મ આપ્યા પછી પણ એ બાબતોનું જ્ઞાન ત્હેનાથી છુપાવવા કાળજી રાખે છે. આ ગુપ્તતા પોતાના હિત માટે નથી પણ મનુષ્યના હિત માટે છે. મરવાના સમયની મનુષ્યને ખબર હોત તો

મરણુ પહેલાં જ મુડદાલ બની જાત! ઇશ્વર અને રાજા અને પ્રજાનાયક (મહાત્મા) ત્રણેને એકસરખું કામ બજાવવાનું હોવાથી તેઓ સર્વ ગુપ્તપણે જ કામ કરે છે.

૧૪. નેતૃત્વની ઉંચામાં ઉંચી ભાવના કૃષ્ણુના પાત્રમાં પ્રાચિન શકિતશાલી હિંદીઓએ સમાવી હતી. ઇશ્વરપણું (ઐશ્વર્ય) ત્રેવીસ પુરૂષોમાં અવતર્યું હતું, પણ પરમ ઐશ્વર્ય તો એક કૃષ્ણુમાં જ અવતર્યું હતું. ત્રેવીસને '**અંશાવતાર**' (Partial Incarnation) મનાવ્યા હતા, જ્યારે કૃષ્ણુને '**પૂર્ણાવતાર**' (Perfect Incarnation—Superman) મનાવ્યા હતા. અને કૃષ્ણુનું ચિત્ર તેઓએ કેવું આલેખ્યું હતું? તે ઘણું થોડું બોલતો, મંદમંદ હસતો, પુરૂષો તેમજ સ્ત્રીઓ અને રાજદ્વારીઓ તેમજ ગ્રામ્યજનોમાં લોકપ્રિય હતો, પોતાના ચાલવામાં—બોલવામાં—હસવામાં પણ શકિતની કૂદાકૂદોને છૂપાવતો, બે વિરોધી પક્ષોમાં પોતાને 'પૂજ્ય' બનાવી શકતો, બન્નેને સલાહ આપતો—ઉશ્કેરતો—યુદ્ધમાં ઉતારતો, જે પક્ષને જીતેલો જોવા પોતે ખુશી હતો તે જ પક્ષના અભિમન્યુ જેવા બહાદુર બાળકને એકલા લડવાની સ્થિતિમાં લાવી મૂકી ત્હેનું મૃત્યુ કરાવી એ રીતે પણ એના વડીલોમાં નવું ચૈતન્ય ઠાંસવાની '**કળા**' અજમાવી જાણુતો, પોતાની નિરાશાઓ—વિઘ્નો—મુશ્કેલીઓને પોતાના જ ભીતરમાં છુપાવી જાહેરમાં તો બાલકના જ મંદ હાસ્યથી વિચરતો, સારથી, ગુરૂ, રાજા, ગોવાળ એ સર્વ વિવિધ રૂપોમાં એકસરખો શોભતો અને છેવટે પોતાનું 'વિરાટ્ સ્વરૂપ' પ્રકટ કરી અર્જુનને ચ્હોંકાવતો! કોઇ પણ દેશના અતિ મુશ્કેલ સમયમાં નેતા કે મહાત્મા થનારે ઉકત કૃષ્ણુની ભાવનાને જ પૂજવી જોઇએ, નહિ કે રામાદિની. ફરી ફરીને કહીશ કે ભીષ્મ સંયોગમાં કૃષ્ણુની—અને માત્ર કૃષ્ણુની—ભાવના જ કારગત થઈ શકે, બીજી એકકે નહિ. (અને ધ્યાનમાં રહે કે કૃષ્ણુ જડવાદી ન હતો, શ્રેષ્ઠ આત્મવાદી—અધ્યાત્મી—હતો.)

૧૫. દુનિયાને 'ક્રિયા' ચલાવે છે, બુદ્ધિ માત્ર ક્રિયાનો 'અર્થ કરે છે.' એક નેતાની ક્રિયાને દોષિત ઠરાવનાર મ્હોટામાં મ્હોટા બુદ્ધિશાળી પુરૂષ કરતાં ભૂલભરેલી રીતે પણ **પ્રખર ક્રિયા પ્રેરતો** નેતા દેશને વધારે **ઉપકારી** થઈ પડે...કોઇપણ ક્રિયા એવી નથી કે જેનો 'અર્થ કરનારા' ત્હેને સારૂં તેમજ બુરૂં વિશેષણ ન લગાડી શકે: એ જોતાં બુદ્ધિને તમામ ક્રિયા દોષિત જ જણાય; અને જો દોષિતને વર્જ્ય ગણવાના ન્યાયને અનુસરવામાં આવે તો કોઇપણ કૃત્ય સંભવિત રહે નહિ, જીંદગી જ અશકય થઈ પડે. વળી આખી પ્રજા કોઇ એક માર્ગને 'પસંદ કરે' એવું કોઇ કાળે બન્યું નથી અને બનશે પણ નહિ.

૧૬. વૈરની વસુલાત* અને યુધ્ધ એ બે સંબંધી ઇચ્છા જ જ્હેને ન હોય તે કાં તો જાનવર હોય અગર દેવ હોય (જો કે તેઓ પણ યુધ્ધ વગર રહી શકયા નથી.) જે મનુષ્યમાં તે ઇચ્છા ન હોય તે વિકૃત, ખસી કરાયલો નરદેહ સ્હમજવો. એવાઓને ખાઇ જવાનો બીજી પ્રજાને જન્મસિધ્ધ હક્ક છે. આ હક્કને લખ્ખો નીતિશાસ્ત્રો નાબુદ કરી શક્યાં નથી!......ખસી કરાયલા પુરૂષમાં નથી હોતી મરદની મરદાઇ કે નથી હોઇ શકતી ઓરતની કોમળતા. તે અસ્વાભાવિક, અવિશ્વસનીય, અદર્શનીય, તુચ્છ અને પાખંડી બને છે.

---

* વૈર લેવાની કે યુધ્ધની ભાવનામાં સ્હામા પક્ષને ઇજા કરવાની ક્રિયા અવશ્ય સમાયલી છે એમ કહેનારા અર્ધદગ્ધ છે. એથી ઉલટું, પ્રખર શક્તિ ધરાવતા ક્ષત્રીઓએ હિંદ ઉપર ઉપરાછાપરી ચ્હડાઇ લાવતા મુસલમાનોને હરાવીને પણ જતા કર્યા હતા, અને કેટલાક શક્તિશાલીઓ તો શત્રુને મુશ્કેલ સમયમાં મદદગાર થયા છે. ઉપકારથી શત્રુને શરમીંદો કરવો એ પણ શક્તિમાનોની વૈર લેવાની રીતોમાંની એક છે. વસ્તુતઃ શક્તિમાન અને અશક્તનાં નીતિસૂત્રો ભિન્ન હોય છે અને ભિન્ન જ હોવાં જોઇએ. દયા, ક્ષમા, ઉપકાર—ખરા રૂપમાં તો—માત્ર ઉભરાઇ જતી શક્તિવાળાનો જ 'ધર્મ' હોઇ શકે. ધર્મનાં અનુકરણ ન હોય: પ્રકૃતિ અને પરિસ્થિતિઓ મુજબ ધર્મ બદલાય છે.

૧૭ યુદ્ધ ઘણા પ્રકારનાં હોય છે: (૧) offensive—આક્રમણ, (૨) defensive—બચાવ, (૩) non-co-operation—પ્રતિપક્ષીથી અસહકાર, (૪) Prayer, પ્રતિપક્ષી પાસે દયા યાચવી તે. જેવા એક પ્રજાના સંજોગો, તેવા પ્રકારનું યુદ્ધ એક 'મહાત્મા' યોજે. તે નેતા એક તુચ્છ હૃદય છે કે જે હમેશાં છેલ્લા પ્રકારના યુદ્ધથી જ સંતુષ્ઠ રહે છે અને જરા પણ આગળ વધવાના વિચાર માત્રથી કંપે છે. જોખમ કે ભય કે પીડાના ડરથી **આવશ્યક** પગલાંને **મુલતવી** રાખનાર નેતા જ પ્રજાનો ખરેખરો શત્રુ થઇ પડે.

૧૮. એક ત્રાસના **ભોગ** બનવું એ એક વાત છે, અને એક ત્રાસનું વર્ણન **સાંભળવું** અને ત્હેના પર સારી–ખોટી ટીકા કરવી એ બીજી વાત છે. નિબંધકારો, વકતાઓ, રાજદ્વારી ધાંધળ કરનારાઓ પોતાના દેશીઓ ઉપર ગુજરાયલા ભયંકરમાં ભયંકર ત્રાસનાં વર્ણનોમાં એક નાટક જેવો રસ લઇ શકે, અને બહુ તો **'બિચારા** નાહક માર્યા ગયા' એમ કહી ઈજા ઉપર **અપમાનનો** ઉમેરો કરી શકે; માત્ર 'મહાત્મા' જ **દાઝી** શકે અને ઇજા પામનાર જેટલી જ ચીવટાઇથી **'પ્રવૃત્તિમાન'** થઇ શકે.

૧૯. અસહકાર કે સહકાર, યુદ્ધ કે સુલેહ: પ્રત્યેક માર્ગમાં ફાયદા તેમજ ગેરફાયદા બતાવી શકાય. પરંતુ પ્રવૃત્તિની જરૂર વખતે ફાયદા–ગેરફાયદાની ચર્ચામાં વખત અને શક્તિ ગુમાવનાર પ્રજા જેવી આત્મઘાતી પ્રજા બીજી કોઇ ન હોઇ શકે. એક 'મહાત્મા'એ એક માર્ગ નિર્ણીત કર્યા પછી સમસ્ત પ્રજાએ **લશ્કરી ડીસીપ્લીનથી** ત્હેનું અનુસરણ કરવું જ જોઇએ. બુદ્ધિવાદનાં પૂતળાં ટીકા કરતાં જ રહેવાનાં, પણ **દોરાયલી લીટી કરતાં મ્હોટી લીટી દોરી બતાવવાની શક્તિ** તેઓમાં હોઇ શકે જ નહિ.*

---

* કલ્પના કરો કે, પાંચ પુત્રની માતા પર બળાત્કાર કરવાનો યત્ન કરનાર રાક્ષસ તેઓને તેણીના હાથ–પગ પકડી રાખી એ રીતે પોતાની પાશવ વૃત્તિ તૃપ્ત કરવામાં મદદગાર થવા ફરમાવે છે, અને ફરમાન સ્વીકારવામાં આવશે તો બક્ષીસ અને નહિ તો શિક્ષા આપવાનું જણાવે છે. પાંચમાંનો એક

૨૦. 'પ્રમાણિકતા' એ મ્હોટામાં મ્હોટી નીતિ છે. ધોળે દિવસે ધાડ પાડનારા બ્હારવટીઆ, દેશસેવાના ઉજળા બ્હાનાને આગળ કરી પોતાના વ્યાપાર કે પ્રેકટીસને ખીલવતા વ્યાપારીઓ, વકીલો, પત્રકારો કરતાં **હજાર** ગણા વધારે **પ્રતિષ્ઠિત** ગણાવા જોઇએ, કારણ કે તેઓ વધારે **પ્રમાણિક** છે.

૨૧. એક 'મહાત્મા'ના અમુક પગલાથી દેશની પ્રજાકીય મહાસભાની કબ્ર ખોદાશે અગર દેશને મળવાના હકકો અટકી પડશે, એમ કહેનારને માત્ર એટલો જ જવાબ મળી શકે કે, મહાસભા કે હકકો એ અમારૂં **ધ્યેય** ન હોઇ શકે. સ્વરાજ્ય કે પરરાજ્ય પણ અમારૂં **ધ્યેય** ન હોઇ શકે. મનુષ્યત્વ–મરદાનગી–આત્મિક સ્વાતંત્ર્ય (Magnanimity of soul) એજ અમારૂં ધ્યેય છે અને મહાસભા તેમજ તે દ્વારા થતી હકકોની પ્રાપ્તિ એ સર્વ તો **સાધન** માત્ર છે. સાધન આ હોય કે તે હોય એમાં અમને હર્ષ-ખેદ ન હોઇ શકે. પણ સાધનને જાળવી રાખવાની અતિચિંતાથી સાધ્યને જોખમમાં નાખવું અમને ન પાલવે. મહાસભા કે હકકો તો શું પણ ખુદ અમે અને અમારા અનુયાયીઓ કે શત્રુઓ તમામની કબ્ર ખોદાય કે સર્વને આગ લાગે ત્હેમાં પણ અમને હર્ષ–શોક ન હોઈ શકે. કબ્ર અને આગ શબ્દથી કોઈ **સજ્જને** ડર લાગતો નથી, કોઇ **આશક–માશુક** ચમકતાં નથી, કોઇ **ભક્ત** ધ્રુજતો નથી. **એ સર્વને** તો કબ્ર અને આગ ઇશ્વરસ્વરૂપ લાગે છે. તત્વજ્ઞાન શિખવે છે: 'ઘર બાળે ઘર થાય,'—રે 'ઘર બાળીને જ તીર્થ થાય'......અને શું કબ્ર કે આગ એ 'ભય' સ્થાન

---

**પુત્ર બક્ષીસના મોહથી માતાના પગ પકડી રાખે છે, બીજો શિક્ષાના ભયથી હાથ પકડે છે, ત્રીજો લાલચ અને ભય બન્નેને હસી કહાડી અક્રિય ઉભો રહે છે અને માતાની ઇજ્જત લૂટનારને ગાળો દીધા કરે છે, ચોથો જે કાંઇ સાધન મળી આવ્યું તે વડે હુમલો કરી શક્ષસના પંજામાંથી માતાને છોડાવવા અને વૈર લેવા તત્પર થાય છે, અને પાંચમો ચોથા ભાઇની 'ઉધ્ધતાઇ'થી નાખુશ થઇ ત્હેનેજ મારવા દોડે છે: આ પાંચ ભાઇઓની માતાની કમનસીબીનો કાંઇ પાર! આ પાંચ ભાઇઓની પરીક્ષા દરેક વાચકે પોતપોતાના મનમાં કરી લેવી.**

છે!—અનિષ્ટ તત્વ છે!......અને વિશેષ: જો તે ખરેખર અનિષ્ટ—નહિ ઇચ્છવા જોગ—તત્વ હોય તોપણ શું તે **ટાળી શકાય** એવું તત્વ છે? શિખો ત્યહારે કે **જે ટાળી શકાય તેમ નથી ત્હેને 'સદ્‌ગુણ' બનાવી લેવામાં જ જીંદગીની 'મઝાહ' અને વ્યવહારૂપણું છે.**

૨૨. **અસાધારણ** સમય અને **સાધારણ** સમયનાં નીતિસૂત્રો **ભિન્ન** જ હોય. અસાધારણ સમયમાં સાધારણ સમયનાં નીતિસૂત્રને વળગી રહેનાર વ્યક્તિઓ તે છોકરા જેવી છે કે જે **માતાના ખોળામાંથી શિક્ષકના** ખોળામાં જવા ના કહી આક્રંદ કરે છે. **એને સદાકાળને માટે** માતાનો **પંપાળનારો** હાથ જોઇએ છે! **શિક્ષક**ની લપડાકનો ભય એને, મૂછાળો થવા છતાં, માતાના **ખોળામાં** જ પડ્યો રહેવા પ્રેરે છે! શરમ છે તે દેશને કે જે **દેશમાં** 'મૂછાળા બાળક' થવામાં 'ડહાપણ' મનાય છે, જે કે એ જ દેશના **પૂર્વ** કાળના **અભિમન્યુ** જેવા બાળકો મૂછાળા મરદોના મ્હોટા સમૂહને હંફાવવામાં 'અમીરી રમત' માનતા!

૨૩. જ્યહાં સુધી 'માલેકી' માત્રને અને સુખચેનની લાલસાને 'આગ' લગાડવાની 'મસ્તી' ન આવે ત્યહાં સુધી કોઈ પણ મહાભારત કાર્ય નીપજાવી શકાય જ નહિ. ઈશ્વરનો સાક્ષાત્કાર ઇચ્છતો દરેક મુસલમાન સુફી, હિંદુ વેદાંતી અને ખ્રિસ્તી મીસ્ટીક એવી 'મસ્તી' દ્વારા જ સાક્ષાત્કાર પામી શક્યો છે. દરેક સાચ્ચા આશક માશુકમાં એવી 'મસ્તી' હોય છે. દરેક શોધક, દરેક વિજેતા, દરેક મહાન સુધારકમાં એવી મસ્તી પ્રકટી નીકળે છે. 'મસ્તી' વગરનાં મુડદાં—તર્કવાદની જાળ કાંતનારી રાંડીરાંડો—'મસ્તી'ને 'અનીતિ'—ઉછાંછળાપણું—મૂર્ખાઈ કહી માત્ર પોતાની મૂર્ખાઇ જ પ્રકટ કરે છે.

૨૪. રાષ્ટ્ર, તત્ત્વજ્ઞાન અને સમુદ્ર ત્રણે સમાન છે. સપાટી પર અહોનિશ મોજાં ઉછળતાં હોય તો જ સમુદ્ર કહેવાય, જો કે

તળીએ સમ્પૂર્ણ શાન્તિ હોય છે. એ 'શાન્તિ'માંની શક્તિ એક પછી એક વિચાર, ભાવના, નીતિ, ફરમાન રૂપી મોજાં કે ક્યાં જ કરે અને અમુક પરિણામ ઉપજાવી એ દરેક મોજું એ જ સમુદ્રમાં પાછું 'સમાઈ જાય'. વળી સમુદ્રમાં—અને **માત્ર** સમુદ્રમાં જ—ભરતી અને ઓટ હોય છે. ભરતીની શક્યતા ઓટને જ આભારી છે. પણ ધ્યાનમાં રહે કે ભરતી **તેમજ** ઓટમાં 'ગતિ'નું તત્વ અવશ્ય હોય છે,—સ્થીરતા નથી હોતી. વળી સમુદ્રમાં કોઈ અમૂલ્ય રત્નો છે તેમ હળાહળ વિષ પણ છે જ, કે જે વિષ દૈત્યો અને દેવોને (પુણ્યપાપ અને સુખદુઃખની 'ભાવના'ના ગુલામોને—'માલેકી'ની ભાવનાના દાસોને) અસહ્ય અનિષ્ટ ચીજ લાગે છે પણ 'મહાદેવ'ને (પુરૂષવિશેષને) પૌષ્ટિક તત્ત્વ થઈ પડે છે. રાષ્ટ્ર, તત્વજ્ઞાન અને સમુદ્ર ત્રણેની બાબતમાં એમ જ સમજવું.

૨૫. પ્રતિપક્ષની પણ 'મહત્તા'પૂર્ણ ક્રિયાને તો પ્રશંસવી જ જોઈએ; અને સ્વપક્ષની 'તુચ્છતા'ભરી ક્રિયાને ધિક્કારવી જોઈએ. પ્રતિપક્ષના સખતમાં સખત આક્રમણથી જેટલું નુકસાન નથી થતું તેટલું સ્વપક્ષમાંના મૂર્ખા-હિચકારા-સ્વાર્થી-ઈર્ષાળુ અને લાલચુ શ્વાનોની 'તુચ્છતા'થી અવશ્ય થાય છે. એવાઓ તરફ આંખમીંચામણાં કરવાં એ દેશદ્રોહ છે. ખરૂં યુદ્ધ બે **મનુષ્યો** વચ્ચે નહિ, પણ બે **પ્રકૃતિઓ** વચ્ચે હોય છે: મહત્તાપૂર્ણ (noble) અને તુચ્છ (ignoble) એવી બે પ્રકૃતિઓ વચ્ચે હોય છે અને એવું યુદ્ધ જો **નિર્દોષ આનંદપૂર્વક** અને **આખર સુધી** લડવામાં આવે તો તેથી **બન્ને** પક્ષનું હિત જ થાય છે; મહત્તાપૂર્ણ પક્ષ **વધારે** મહત્તાપૂર્ણ બને છે અને તુચ્છ પક્ષ મહત્તાનો ચેપ પામે છે. ખરે યુદ્ધ વલોણાની ક્રિયા જેવું છે: વલોણામાં જો કે બે સ્ત્રીઓ સ્હામસ્હામી ઉભી હોય છે પરન્તુ બન્નેની ક્રિયાને પરિણામે દહીંનું માખણ બને છે, કે જે વડે બન્ને પક્ષ તાકાદવાન બને છે. આમ છતાં યુદ્ધ નામ પર જ જ્યહાં ત્યહાં તિરસ્કાર કરવામાં આવે છે ત્હેનાં કારણો અનેક છે. કોઈ યુદ્ધ કરવાના હક્કનો ઇજારો લઈ

બેઠેલી વ્યક્તિ તમામ દુનિયાને યુદ્ધમાં અનીતિ અને પાપ જ મનાવે: એમાં જ એની મહાન પ્રાપ્તિઓ જાળવી રાખવાની ચાવી છે માટે; કોઈ પોતાના પ્રકૃતિજન્ય પ્રમાદને લીધે દરેક ઉત્થાન પ્રસંગને ગાળો દે: એમાં જ એની માનેલી સહીસલામતી છે માટે. સાચા વીરોએ બન્ને પ્રકારના 'પાખંડી'ઓથી ચેતતા રહેવું જોઈએ.

૨૬. 'એક દરદી દરદ છતાં દસ વર્ષ જીવવા પામ્યો માટે દસ વર્ષ પછીના એક વર્ષમાં નહિ જ મરે' એમ દલીલ કરનાર ખરેખર મૂર્ખ છે. દસ વર્ષ દરમ્યાન ખવાઈ ગયેલા ફેફસાંવાળો માણસ, જો તાકીદે અને રામબાણ ઇલાજ ન થાય તો, અઠવાડી-આમાં પણ મરે. ગુલામીના દરદનું પણ એમજ સમજવું. પ્રતિક્ષણ ગુલામીની બેડી સખ્ત અને વધુ સખ્ત થતી જાય, ગુલા-મીની ભાવના લોહીના દરેકે દરેક અણુમાં ભળતી જાય, ઉત્થાનની ઇચ્છાની છેલ્લી ચીણગારી બુઝાઇ જાય. જે તબીબે દરદી પ્રજાને પોતાના ઉપચારથી પચાસ વર્ષ જીવતી રાખી એ તબીબે અભિમાન લેવાનું કારણ નથી: પચાસ વર્ષ સુધીમાં પણ દરદ ન મટાડી શકયો એ તો એની નિર્માલ્યતા છે અને હવે તો દરદી એવી છેલ્લી સ્થિતિએ છે કે પહેલા તબીબના ઉપચાર વડે એને જીવતો રાખ-વાની આશા કરવી એ માત્ર દરદીનું મૃત્યુ નીપજાવવાના ગુન્હા સમાન છે. (પચાસ વર્ષ સુધી ગમે તેવા ગમાર તબીબના હાથમાં રહેવા છતાં પ્રજા જીવતી રહી શકી એ તો એ પ્રજાની પૂર્વની સંગ્રહાયલી તાકાદનું પરિણામ છે.)

૨૭. સબુરી સબુરીમાં ભેદ છે. કોઇ નક્કી કરેલી પ્રવૃત્તિની વધારેમાં વધારે સફલતા ખાતર અમુક મુદત માટે થોભી જવું એ ખરી સબુરી છે—ડહાપણ છે. કાંઇ પણ ક્રિયા (action) વગર માત્ર આશામાં ને ભરોંસામાં બેસી રહેવું એને 'સબુરી' કહેનારા માત્ર પોતાના દુર્ગુણને સુંદર નામ આપે છે. દરેક સદ્ગુણને 'પડછાયો' હોય છે: વિકૃતિ, ભ્રષ્ટ સ્વરૂપ હોય છે.

૨૮. એક ન્હાની પ્રજાએ મ્હોટી પ્રજા પર રાજ કરવું હોય તો તેણે તાબાના દેશમાં અહીંતહીં 'શણગારાયલા દાસ' ગોઠવવા જ પડે અને એમને ઉપરી સત્તા તરફ બીનશરતી વફાદારી તથા પોતાના હાથ નીચેની પ્રજા તરફ જુલમ એ બે પાઠ યુક્તિથી શિખવવા પડે. એ રીતે, ઉપરી સત્તા પોતાની પ્રજાના બળવા વખતે તેમજ બહારના શત્રુની લ્હડાઇ વખતે પોતાનું રક્ષણ સફા-ઈથી કરી શકે. આ 'શણગારાયલા દાસો' ઉપરી સત્તાના પ્રતાપે જ પોતે સ્વપ્ને પણ આશા ન રાખી હોય એવી સાહ્યબી ભોગવવા પામતા હોઇ એના તરફ વફાદાર રહે અને વફાદારીના યજ્ઞમાં સારી પ્રજાને હોમે. એ સર્વ એને માટે 'નીતિ' જ છે, પરન્તુ પ્રજાની નીતિ પોતાની રક્ષા અને ઉત્ક્રાન્તિના સિદ્ધાંતોમાં હોવી જોઇએ.

૨૯. નિર્દોષ આશયવાળી વ્યક્તિ પણ રાજસેવા સ્વીકારવાને પરિણામે પોતાનું અસલ દૃષ્ટિબિંદુ ગુમાવી જ બેસે. રાજકર્ત્તા અને પ્રજાનાં દૃષ્ટિકોણ ભિન્ન જ હોય છે તેથી જ્યહારે એક નિર્દોષ આશયવાળી વ્યક્તિ રાજસેવામાં પ્રથમ જોડાય છે ત્યહારે પહેલાં તો પોતાની આસપાસના અમલદારોના કથન અને કાર્ય સ્હામે અ્હીડાય છે, પછી ઘણાઓની સ્હામે પોતે એકલો કાંઇ કરી શકે તેમ નથી એ ખ્યાલથી સહન કરતાં શિખે છે, અને તે પછી એ જ ચીજોને પોતે પસંદ કરે છે. આ પ્રમાણે, તે જાણવા પણ ન પામે તેવી રીતે, ત્હેની બુદ્ધિ અમુક ચીલે ચ્હડી જાય છે, જેથી બીજા ચીલા ત્હેને ખોટા અને અસહ્ય લાગે છે......રાજકર્ત્રી વિદેશી કોમમાંથી આવતા 'અમલદાર' કરતાં આવો સ્વદેશી અમ-લદાર એકંદરે દેશને વધારે નુકસાનકારક થઇ પડે, કારણ કે એની બુદ્ધિ પેલાના જેવી સ્વતંત્ર નથી અને તેથી પેલાની માફક પરિ-સ્થિતિઓને અનુકુળ થવા જેટલી 'મહત્તા' ત્હેનામાં હોતી નથી. બુદ્ધિની પરતંત્રતા એક દેશી 'અમલદાર'ને દેશનો દુશ્મન બનાવે છે તેમજ બુદ્ધિની સ્વતંત્રતા એક 'વિચારક' અને 'તત્ત્વવેત્તા'ને–

તે ગમે તેવો ઉગ્ર વક્તા હોય તોપણ—રાજા પ્રજા બન્નેનો સાચો શુભેચ્છક બનાવે છે. તે છતાં, આશ્ચર્ય છે કે, પાશ્ચાત્ય જડવાદ-પરાયણ રાજ્યો હમેશાં વિચારક અને તત્ત્વવેત્તાથી 'ભય' પામતા રહ્યા છે!... અને એ માનસિક વળણના પડઘા તરીકે વિચારકો અને તત્ત્વવેત્તાઓ હમેશ રાજા અને રાજપુરુષો તરફ શંકાની નજરથી જુએ છે!

૩૦. જૂના લંડનના લોકો કે સરકાર બેમાંથી એકકે 'જીવનની ગંદી રીતો' છોડવાની ઇચ્છાશક્તિ ધરાવતા નથી એમ જ્યારે કુદરતે જોયું ત્યારે તેણીએ પોતે જ આખા લંડનને આગ લગાડી દીધી! એ આગ લગાડનાર કોઈ ગાય ફૉક્ષ—કોઈ રાજદ્રોહી—ન હતો! અને તે છતાં દેશવિદેશમાં જ્યાં પણ કાંઈ ધૂણી દેખાય છે ત્યાં ગાય ફૉક્ષ છૂપાયલો હોવાની ગંધ હાલના રાજપુરુષોને આવે છે! ખરેખર આજના રાજપુરુષોનાં નસકોરાં જ ગંધાઈ ગયા છે! નેથી જ તેઓ H. G. Wells, Bernard Shaw, Richard Pawl, Auro Bindo Ghose, Ravindranath Tagore, Gandhi એમાંના કોઈની નૈસર્ગિક 'સુગંધ' સહન કરી શકતા નથી. ગરીબ બીચારા 'દરદી'ઓ!

૩૧. ઝાર ભૂંડે હાલે મુઓ અને કૈસર નાસી છૂટ્યો એવા જમાનામાં પણ રાજાઓ અને મહારાજાઓ મુકુટની 'ભ્રમણા'-માંથી છૂટી શકતા નથી એના જેવું બીજું આશ્ચર્ય કયું હોઈ શકે? સૈકાઓ થયાં મુકુટ પહેરવા છતાં અને સાયન્સ તથા મેટા ફીઝીક્સના વિવિધ અખતરાઓ થઈ જવા છતાં હજી સુધી મુકુટધારીઓ કે એમના સલાહકારો 'મુકુટ'નો 'અર્થ' શોધી શક્યા નહિ અને દુનિયાની સહીસલામતી તો દૂર રહી પણ પોતાની સહીસલામતી શામાં રહેલી છે એ પણ 'શોધી' શક્યા નહિ એ જ આશ્ચર્ય છે! પ્રાચીન હિંદના મુકુટધારીઓ કાંઈ અમસ્થા જ પોતાને નાગા તત્ત્વવેત્તાઓથી ઘેરાયલા નહોતા રાખતા! આજે તમામ રાજાઓ અને મહારાજાઓ 'રાજમાર્ગ' મટી કોઈ ઉત્તાહ

'ખેલાડી'ના હાથમાં 'રમકડાં'—'ગુલામમાર્ગી'—બન્યા છે. આમાં યશ અને લાભ કોઈ ખાટે છે, અને જોખમદારી કોઈ ભોગવે છે! દુનિયાની આ 'ઉંધી' ગતિ અત્યંત ભયાનક છે અને કુદરત તે સ્થિતિ હવે વધુ વખત ચાલવા દઈ શકે નહિ.

૩૨. મનુષ્યજાતિને બે ભાગમાં વહેંચી શકાય: 'રાજમાર્ગી' અને 'ગુલામમાર્ગી'. રાજમાર્ગી રોમન શહેનશાહતને જ્યારે ઇંગ્લંડ પર રાજ કરવાનું [illegible] ત્યારે એક સહવારે જહાણ હંકારી વિદાયગીરી લીધી—અંગ્રેજોના મુખેથી 'તમે ચાલ્યા જાઓ' અગર 'તમે અહીં રહીને પણ અમને સ્વરાજ્ય આપો' એવી પ્રાર્થના સાંભળવા થોભ્યા નહિ, તેમજ લૂંટ કે ત્રાસ કરવાની તુચ્છ વૃત્તિના પણ દાસ બન્યા નહિ. રોમન પ્રકૃતિ જો 'ગુલામ-માર્ગી' હોત તો ઇંગ્લંડને છોડવા પહેલાં એને તારાજ કર્યું હોત× × × × રોમન વહાણોના સઢ દેખાતા બંધ થયા ત્યાં સુધી અંગ્રેજો સમુદ્ર કિનારે ઉભા રહી દીલગીર ચહેરે જોતા જ રહ્યા અને 'એ ભલા અને બલવાન રક્ષકો સિવાય હવે અમારૂં શું થશે?' એમ કહી રડતા રહ્યા. પરન્તુ ઇતિહાસ સાક્ષી પૂરે છે કે **રોમનો સિવાય** પણ **અંગ્રેજો જીવી** શક્યા એટલું જ નહિ પણ લગભગ તમામ પૃથ્વી **જીતી** શક્યા! **અંગ્રેજોને** કાંઈ નુકસાન થયું હોય તો તે એક જ: તેઓ એટલા 'ભૂલકણા' થયા કે પૂર્વનો પોતાનો જ ઇતિહાસ ભૂલી ગયા!

૩૩. જૂદી જૂદી પ્રજાઓની લાયકાતનો મુકાબલો કરનારનાં ત્રાજવાં ખોટાં હોય છે. જે દેશમાં લોકો લગભગ નાગા ફરે છે, 'સુધરેલા' દેશના શ્રેષ્ઠ પહેલવાનને 'શેક હૅન્ડ' કરતાં જ ચીસ પડાવી શકે છે, પોતાનો ન્યાય પોતે મેળવી શકે છે, જમીનના માલેક થવામાં અકુદરતીપણું સમજે છે, મેમાનગીરી તેમજ વૈરની વસુલાતમાં એક્કા છે, સવાસો વર્ષના આયુષ્ય દરમ્યાન ક્વચિત્ આવતી બીમારીની ટક્કર ઝીલી શકે છે અને બહુ તો ઝાડ-પાલાથી પોતે જ પોતાની સારવાર કરી શકે છે, તે દેશ યુરોપ—

અમેરિકા કરતાં ઓછો 'લાયક' કે સુખી છે એમ કહેનારની દયા ખાવી પડશે. જે પ્રાચીન ગ્રીક પ્રજા 'સુધારો' દાખલ કરવા છતાં 'ભય અને રમત' (Danger and Play) દ્વારા જ જીંદગી નિર્વહવાની પ્રકૃતિ જાળવી રહી હતી, તે ગ્રીક પ્રજા કરતાં શું આજની કોઈ પ્રજા વધારે 'મહત્તા'નો દાવો કરી શકે તેમ છે? આજની યોગ્યતાનો પાયો શ્રમ કે ભયથી બચતા રહી 'સહીસલામતી' ભોગવાય એ હેતુથી થતી પ્રાપ્તિઓ પર ચણાયલો છે અને તેથી તુચ્છ પ્રપંચ એ એનો ગુપ્ત મંત્ર છે. એમાં 'મરદાનગી', 'મહત્તા', 'ઔદાર્ય', 'આનંદ' એમાંનું કશું નથી. હાય 'સુધારો'!

૩૪. હરહમેશ લડાઈ લડનારા લોકો પણ આજે લડાઇને 'પાપ' મનાવે છે અને ખાસ કારણસર લડાઈ એક 'કડવી ફરજ' કે 'જરૂરીઆત' બને છે એમ કહી પોતાનો 'બચાવ' પોતે જ કરી લે છે. જો કે તેઓ તો બીજાઓ લડાઇને પાપ માને એમાં જ પોતાની આબાદ સ્થિતિ (કે જે લડાઇઓદ્વારા જ મેળવી હતી)ની સહીસલામતી હોવાના કારણથી એમ બોલે છે, તો પણ એમના એ કથનમાંએ–તેઓ ન જાણે તેમ–સત્ય છૂપાયલું છે. જે કાળે લડાઈ મરદોની માફક થતી તે કાળે કોઈ ધર્મે લડાઇને 'પાપ' મનાવી નહોતી: આજે તો રાંડની માફક ખૂણે ભરાઇને કે આકાશમાં સહીસલામત જગાએ રહીને ગોળા ફેંકાય છે કે શબ્દોની જાળથી દુનિયાને ભ્રમણામાં નાખી જીત મેળવાય છે; તેથી એકકે પક્ષની શક્તિની ખીલવટ થતી નથી;–માત્ર 'પગારદાર' 'ગુલામો'ની મ્હોટા પ્રમાણમાં 'કત્લ' જ થાય છે, અને કત્લ એ બેશક પાપ જ છે. એ 'પાપ'ને અટકાવવા ખાતર કુદરત એક એવી લડાઈ મોકલવાની તૈયારીમાં જ છે કે જ્હેને પરિણામે લડાઇ પોતેજ અશક્યતા બને. કત્લના પ્રેમીઓની બુદ્ધિ પોતેજ તેઓની કત્લ કરાવી 'શાન્ત થશે.'

૩૫. આજકાલ વિશેષણોની કાંઈ કિંમત રહી નથી! આજે 'ગોધો' (Bull) પોતાને 'સિંહ' (Lion) કહેવડાવે છે! અને

કાંઈ એ બાબત વિરોધ કરતું નથી! ખરેખર સિંહ તો તે છે કે જે પોતેજ મારેલો શિકાર ખાય છે, બીજાઓને હથીઆરરૂપ બનાવી શિકાર કરતો નથી. અને શિકાર પણ ત્ય્હારે જ કરે છે કે જ્યહારે ખરેખરી ભૂખ લાગી હોય, અન્યથા એક ઘેટું પણ ત્હેની બાજુએથી ચાલ્યા જવામાં સહીસલામતજ હોય. સિંહ તાજા માંસનો જ ભોક્તા હોય છે, મુડદાં ચુંથતો નથી અને 'સંગ્રહી' રાખવાની વૃત્તિ તો ત્હેનામાં હોતી જ નથી. વળી જ્યહારે તે શિકાર આરોગવા બેસે છે ત્યહારે આસપાસ ગીધાદિ પક્ષીઓ નિડરપણે ટોળે મળે છે અને સિંહ ત્હેમના તરફ ટુકડા ફેંકી હસે છે! સિંહના શિકારથી બીજા ઘણાનો—પારકાઓનો—ઉદરનિર્વાહ થાય છે અને એમ થવામાં સિંહનો 'આનંદ' હોય છે. એવા સિંહને શિકારનો પણ 'અધિકાર' છે—અને માત્ર સિંહને જ એ અધિકાર હોઇ શકે. × × × 'તુચ્છ' અને નિંદનીય તો શિયાળ છે કે જે પોતાના ન્હાના ઉદર માટે મ્હોટા હાથીના શરીરની તૃષ્ણા રાખે છે અને હાથીને પ્રપંચ વડે કીચડમાં દોરી જઇ લાંબા સમય સુધી એને ખાધા કરે છે.

૩૬. જ્યહાં સુધી દુનિયા સર્વદેશીય પ્રજાસત્તાક (Universal Republic) રાજ્યપદ્ધતિ દાખલ ન કરી શકે ત્યહાં સુધી દુનિયામાં લડાઇના નામે કત્લ તેમજ પ્રપંચ ચાલ્યા જ કરે. જે દેશમાં અન્ન ન પાકતું હોય તેણે અન્ન માટે બીજા દેશોની ગરજ કરવી પડે, વ્યાપાર દ્વારા અન્ન મેળવવાનું હમેશને માટે શક્ય ન ગણાય તેથી અન્ન ઉત્પન્ન કરતા દેશ પર 'માલેકી' મેળવવાની ઇચ્છા કરવી પડે, અને માલેકી મેળવવા માટે દરેક પ્રપંચ પણ કરવા પડે: અનેક બીજી પ્રજાને મિત્ર બનાવવી પડે, મિત્રનું બળ વધી ન જાય એવી સાવચેતી પણ રાખવી પડે, વધતા જતા બળવાળા મિત્ર સ્હામે શત્રુ પણ ઉભા કરવા પડે, ઇત્યાદિ ઇત્યાદિ. સમસ્ત દુનિયાનું એક પ્રજાસત્તાક રાજ્ય જ આ બધી સૈતાનીઅતોનો અંત લાવી શકે અને દરેક દેશને ત્હેની જરૂરીઆતો, વગર યુદ્ધે

અને વસ્તિ પ્રપંચે, ત્હેંથી આખી સર્વ દેશોને માટે મનુષ્ય જાતિની ઉત્ક્રાન્તિના માર્ગ શોધવામાં જ રોકાયલા રહેવાનું શક્ય બનાવી શકે. તેમ ન થાય ત્ય્હાં સુધી અલ્પ ક્ષેત્રફળવાળા અને અન્નની ઉત્પત્તિ વગરના દેશો આખી દુનિયાની શાન્તિને ભયરૂપ જ રહેવાનો સંભવ છે કે પ્રજાઓની 'જરૂરીઆત' ધ્યાનમાં રાખીને જ કુદરતે વિસ્તીર્ણ દેશોમાં ઉદારતા, સંતોષ અને પ્રમાદના ગુણો મૂકયા હોય છે અને ન્હાના દેશોમાં એથી ઉલટા ગુણો મૂકયા હોય છે! કુદરત રાહ જુએ છે કે માણસ આ બે 'ભેદો' ઉપર 'પૂલ' ક્ય્હારે બાંધે છે?—'ન્હાના' 'મ્હોટા' એવી 'કલ્પના' (Concept) જ જેમાં ટકી શકતી નથી એવું એક 'મળંગ કુંડાળું' ક્ય્હારે 'રચી' શકે છે?

૩૭. 'જર, જમીન અને જોરૂ'—મુડી, જમીનની માલેકી, સ્ત્રીની માલેકી—એ ત્રણ દુનિયાના સઘળા અનર્થોનાં મૂળ છે, એ જ સંસારભ્રમણનાં કારણ છે. એ જ મનુષ્યને જડવાદ અને અજ્ઞાન સાથે બાંધી રાખનાર અને મુક્તિમાં જતાં રોકનાર તત્ત્વો છે, એમ હજારો વર્ષથી હિંદુ ધર્મ કહેતો આવ્યો છે, પરંતુ કાં તો હિંદની ગરમ હવાથી ઉત્પન્ન થતી પ્રમાદ દશાને લીધે અથવા તો નિવૃત્તિ માર્ગના અતિ ઉપદેશને પરિણામે, હજારો વર્ષનો સમય મળવા છતાં હિંદીઓ એવી સમાજરચના સ્થાપી શક્યા નથી કે જેમાં જર, જમીન, જોરૂનો ડંખ મુદ્દલ રહેવા ન પામે. એ કામ કુદરતે જર્મન કાર્લમેક્ષ અને રુસિયન લેનીન માટે તો 'રિઝર્વ' રાખ્યું નહિ હોય?

૩૮. હાલની હિંદી તેમજ પાશ્ચાત્ય સંસ્કૃતિ દુનિયાને સુખી કે મહત્તાપૂર્ણ બનાવવામાં નિષ્ફળ નીવડી ચૂકી છે. નૂતન સંસ્કૃતિ ઘડનારા કુશળ કલાધારોની આજે અનિવાર્ય આવશ્યકતા છે. નૂતન સંસ્કૃતિની રૂપરેખા નક્કી થાય તો જ શિક્ષણ પદ્ધતિ નક્કી થઈ શકે. સંસ્કૃતિ ઘડનારે પૂર્વ અને પશ્ચિમના ભૂત તેમજ વર્તમાનનાં ચિત્ર દૃષ્ટિ સમક્ષ રાખીને ત્હેમાંથી ભવિષ્યનું ચિત્ર

આળેખવું જોઇશે. આવું ચિત્ર દોરનાર પાસે સમ્પૂર્ણ નિશ્ચિન્ત સ્થિતિ અને સમ્પૂર્ણ એકાન્ત એ બે સગવડો અવશ્ય જોઇએ.

૩૯. શિક્ષણ કોણ, કયા વિષયનું, કઈ પ્રકૃતિના વિદ્યાર્થીને આપે, એ મુદ્દાપર ખાસ લક્ષ આપવું જોઇશે. અમુક પ્રકૃતિના શિક્ષકને એ એકજ પ્રકૃતિના વિદ્યાર્થીઓ સોંપવા જોઇશે અને કોઇ પણ વિદ્યાર્થીને ત્હેની પોતાની પ્રકૃતિથી જૂદી જાતનું શિક્ષણ નહિ લેવા દેવું જોઇએ. ગાવું-વગાડવું, દોડવું, હસવું, સખ્તમાં સખ્ત હરીફાઈ કરવી: એ ચીજો દરેક શાળામાં અવશ્ય હોવી જોઇએ.

૪૦. તમે કહો છો કે રેંટીઓ હિંદના આર્થિક પ્રશ્નનો ઉકેલ લાવે છે; હું ઉમેરૂં છું કે રેંટીઓ હિંદનો આધ્યાત્મિક અર્થ શિખવે છે. હિંદનો પ્રાચીન અને ઈંગ્લંડનો અર્વાચીન ઇતિહાસ કહે છે કે દુનિયામાં વણકર પ્રજા સરસાઈ ભોગવે છે; અને સમર્થ જ્ઞાની કબીરનું જીવન કહે છે કે સાળનો વફાદાર આનાદ બ્રહ્મનો સાક્ષાત્કાર પામી શકે છે.

---

# (૨) અંગ્રેજ સરકાર અને હિંદી અસહકાર.

૧. સૌથી પહેલાં એ ધ્યાનમાં રાખવા જેવું છે કે, અંગ્રેજોએ હિંદ, આયર્લેંડ, રુસિયા, ટર્કી, અને ખુદ કહેવાતા મિત્ર બેલ્જીઅમ પ્રત્યે ચલાવેલા વર્તનમાં કાંઈ 'ખોટું' કે 'બુરૂં' નથી. કૅપીટેલીઝ્મ ઈંગ્લંડમાં રાજ્ય કરે છે અને કૅપીટેલીઝ્મને સ્વરક્ષા માટે જરૂરનું દરેક વર્તન ચલાવવા હકક છે. બીજું એ યાદ રાખવાની જરૂર છે કે, 'ન્યાય' અને 'બીજાને માટે લડવું', એ શબ્દો માત્ર પોકળ છે; દુનિયામાં કોઈ સ્થળે ન્યાય નથી અને કોઈ પ્રજા બીજી પ્રજા માટે-પરમાર્થ માટે-લડતી જ નથી. મૂર્ખાઓના મ્હોંમાં સ્વાર્થીએ મુકેલી એ બે ભાવનાઓ મૂર્ખાઓના ભોગે સ્વાર્થીને જીવાડી તુરત મરણ પામે છે, અને એ ભાવ-

નાઓ ઠગાયેલા મૂર્ખાઓને ઓર વધારે દુઃખી કરે છે; કારણ કે તેઓ ઠગાયા પછી પણ ન્યાયની આશામાં ને આશામાં વધુ મૂર્ખાઇનાં કાર્યો કર્યાં કરે છે. **આ એજ કે કોઈ અન્ન નહિ પણ ઓઠું તત્વજ્ઞાન જ મનુષ્યને મારે છે.** ઈંગ્લંડને હિંદ કે કોઇપણ દેશ ઉપર ત્રાસ વર્ત્તાવવાનું 'મન થાય છે' એમ કાંઈ છે જ નહિ, તેમ એના કોઇ પણ વર્ત્તનથી બીજા દેશને 'ત્રાસ' કે પીડા થાય છે એવું એને 'ભાન' પણ નથી. એમ તો ખુદ ઇંગ્લંડનો જ એક ભાગ (મુડીવાળાઓ) ઇંગ્લંડના જ બીજા ભાગ (મજુર વર્ગ) ને પીડા ઉપજાવે છે. વાત એટલી જ છે કે અમુક વ્યક્તિઓને દુનિયામાં જ્યહાં હોય ત્યહાંથી મુડી વધુને વધુ એકઠી કરવી છે અને એ મુડીની રક્ષા માટે રાજસત્તાની પણ એમને જરૂર છે. એ 'જરૂરીઆત' એમને કોઇનો મિત્ર, કોઇનો શત્રુ, કોઇના રક્ષક, કોઇના ભક્ષક **બનાવે છે.**

૨. જ્હેને પૈસો એકઠો કરવો છે કે એકઠો કરેલો પૈસો જાળવવો છે એને રાજસત્તા **જોઈએ જ.** મુડી અને રાજસત્તા, **એ કારણથી જ,** એકસંપીમાં જોડાય છે. ઇંગ્લંડનો મજુર વર્ગ હવે આ રહસ્ય જાણી ગયો છે અને તેણે મુડી અને રાજસત્તા સ્હામે માથું ઉપાડ્યું છે.

૩. **હિંદની** હાલની સ્થિતિ કાંઇ હિંદી **અમલદારોને આભારી** નથી. ઈંગ્લંડમાં સત્તા ભોગવતો 'વણિક વર્ગ' જ હિંદને અને આખી દુનિયાને પોતાના સ્વાર્થ માટે પજવી રહ્યો છે. એ વણિકને વણિક જ **પીછાની** શકે અને **પહોંચી** શકે.

૪. કોઇ પણ જાતની અરજી, વિનંતિઓ, કોન્ગ્રેસો, ઠરાવો, પોકારો અને દયાજનક આક્રંદોથી 'વણિક' ને દયા ઉપજે જ નહિ. **અને વણિકની જાળ પણ એટલી વિસ્તૃત અને વિલક્ષણ હોય કે એનો જરા જેટલો પરિચય કરનાર ગમે તેવા ચેતતા નરને પણ એ જાળમાં ફસાયા સિવાય છુટકો થાય જ નહિ. નેપોલીઅને**

ફ્રાન્સને ઇંગ્લાંડથી વેગળા રહેવાનું ઘણું એ કહેવા છતાં આખરે ફ્રાન્સ પણ એ જાળમાં ફસાયું જ, જો કે ફ્રાન્સ પ્રજાસત્તાક રાજ્ય છે. બહાદૂર રશિયાએ દોસ્તી સ્વીકારી તો તે પણ અંતે ફસાયું. વાણિયાએ અનેકવાર દોસ્તી કરી અને ફરી એની એ જ શત્રુતા! અને શત્રુતાની પણ હદ કરી. રશિયાપર નીચમાં નીચ આરોપો મૂકી આખી દુનિયાને હેની વિરોધી બનાવી હમેશને માટે કચડી મારવા સુધીનો ઘાટ ઘડાયો. અહીં સવાલ એ પ્રજાઓનો નથી; સવાલ છે વાણિયા અને ક્ષત્રિય વચ્ચેનો. ઇંગ્લંડનો અમુક ભાગ કે જે ધનલોભી વણિક છે તે દરેક ક્ષત્રિય-વીરત્વવાળી-જાતિને 'બનાવી' પોતાનો હેતુ પાર પાડવા માંગે છે. હિંદમાં પણ એમ ક્યાં નથી બન્યું? બહાદૂર ગરાસીઆઓને વેવલા પણ કળાબાજ વાણીઆઓએ લૂટી પાયમાલ—નિઃસત્વ—કર્યા છે એ કોણ નથી જાણતું? હમણાં પંજાબમાં જ પેલા 'રંગારા' એ જુલમ ગુજાર્યો અને બીજા કોઈ પ્રાંતપર નહિ એનું કારણ પણ એ જ છે: પંજાબી વીરોએ (શિખ લડવૈયાઓએ) પોતામાં તાકાદ હજી રહી છે એમ મહાયુધ્ધમાં પૈસાવાળાની મદદે જઇને બતાવી આપ્યું હતું. (સંભવ છે કે શિખોની તાકાદનો નાશ કરવાના હજી અનેક ઘાટ ઘડાવા પામે અને તે પણ ઘણે ભાગે તેઓ પોત—પોતામાં લડીને મરે એવી રીતે.) તાકાદ માત્ર પૈસાવાળામાં જ જોઇએ, કારણકે તાકાદ વડે પૈસાનું રક્ષણ કરવું છે; બીજા પાસે તાકાદ હોય તે પૈસાવાળાને ભયરૂપ છે, અને ભય દૂર કરવાનો દરેકને જન્મસિધ્ધ હક્ક છે. ઈંગ્લંડના મુડીવાળા કાં તો હજી જોઇએ તેટલા જાગ્યા નથી અગર તો તેઓને જોઇતા અનુકૂળ સંજોગો નથી, નહિતો કલમના એક ગોદાથી હિંદના તમામ લડી શકે એવા મરદોને ગુલામ બનાવે અને તમામ પૈસાવાળાને ભીખ માંગતા કરી શકે: અને એમ કરે તો તેઓ 'ગેરવાજબી' કરે છે એમ હું તો કહું નહિ. માણસ માત્ર પોતાનું પેટ ભરવા માટે બીજાનો ભક્ષ કરે છે જ. દયાળુ જૈનો પણ જમીનનું પેટ ફોડી અન્ન ઉપજાવી તે અન્નનાં જીવોનો ભક્ષ શું નથી

કરતા? ન્હાનાં રાજ્યોની 'દયા' માટે લડવા નીકળી પડેલા **વીલ્સન** મહારાજની **અમેરીકન** પ્રજા શું અમેરિકાની મૂળપ્રજાનો વિધ્વંસ કર્યા **વગર જ** સ્વતંત્ર મહારાજ્ય સ્થાપી શકી હતી? એ મૂળપ્રજાએ ઈંગ્લંડથી ન્હાસી આવેલા દુઃખી અંગ્રેજો સાથે **સહકાર** કર્યો હતો, એમનું સ્વાગત કર્યું હતું, સહાય આપી હતી, પણ એ **સહકારનું જ** પરિણામ એમના નિરવશેષ વિનાશમાં આવ્યું એમ ખુદ **અમેરીકન** વિચારક ઈરવીંગ શું નથી કહી ગયો?

૫. આ સર્વ પરથી હિંદીઓએ **કુદરતનું ખરૂં સ્વરૂપ સ્હમજવાની દરકાર કરવી જોઈએ છેઃ** નીતિવાદ અને ન્યાયવાદનાં પૂતળાં પૂજવાનું હમ્બગ છોડી દેવું જોઈએ છે. કુદરતમાં જ્યહાં જ્યહાં વણિક ભાવના ખેલતી હોય ત્યહાં ત્યહાં ત્હેનાથી અસહકાર જ કરવો જોઈએ અને એવો અસહકાર તો **પહેલું** પગથીઉં છે, આગળ જતાં વણિક ભાવનાને જ દાબી દેવી જોઈશે; તો જ 'સબળા' ઓ **જીવી** શકશે.

૬. તત્ત્વજ્ઞાની, યોદ્ધો, વ્યાપારી અને સેવક (અણઘડ): એ ચાર વર્ગોથી સમાજભાવના બની રહે છે. એમાંનો કોઈ વર્ગ સઘળી સત્તા પચાવી પડે ત્યહારે સમાજમાં ગેરવ્યવસ્થા, જુલમ, 'તુચ્છ'તા થવા પામે. મનુષ્યે એક વખત તત્ત્વજ્ઞાનીની સત્તા સ્થાપવાનો અખતરો કર્યો હતો, એથી સંતોષ નહિ મળતાં યોદ્ધાની સત્તા સ્થાપવાનો અને તેથીએ સંતોષ નહિ મળતાં વ્યાપારીની સત્તા સ્થાપવાનો અખતરો કર્યો. એ અખતરાએ પૂર્વના સઘળા અખતરા કરતાં વિશેષ ભયાનક પરિસ્થિતિઓ ઉત્પન્ન કરી છે, તે જોઈ મનુષ્ય હવે સેવકની સત્તાનો અખતરો શરૂ કરવા લાગ્યો છે. પહેલા ત્રણે માફક આ અખતરો પ્રથમ મીઠો અને પછી તુરતમાં દુઃખદાયક જણાશે અને અંતે ચારેનો સુંદર યોગ યોજવા તરફ મનુષ્યની બુદ્ધિ દોડશે. દરમ્યાનમાં વ્યાપારીની સર્વોપરી સત્તાની પૂર્ણિમા અને સેવકની સત્તાની શરૂઆત નજરે પડવા લાગી છે. આ કથનનો પુરાવો પંજાબ પ્રકરણ તરફ ઈંગ્લંડના વર્તનમાંથી

મળી આવશે. જે શિખ પ્રજાએ પોતાના દેશપર લાંબા વખતથી અન્યાય ચલાવતા અંગ્રેજોનાં બાળકો અને પત્નીઓને ત્હેમના શત્રુથી બચાવવામાં પોતાના પુત્રોની આહૂતી—અને તે પણ બીનશરતે—આપી તે શિખ પ્રજાને બીજે જ દિવસે અને વગર ગુન્હાએ નિઃશસ્ત્ર હાલતમાં ભૂંડે હાલે મારવામાં અંગ્રેજ વ્યાપારીના 'નોકરે' 'આનંદ' અને 'ગર્વ' લીધો; અને તે કૃતઘ્ન નિષ્ઠુરતા પ્રત્યે ઇંગ્લંડના 'બ્રાહ્મણ, કે, ક્ષત્રિય' વર્ગે અવાજ સરખો પણ ન ઉઠાવ્યો એ જ સાબીત કરે છે કે તે વર્ગોની સત્તા હવે રહી નથી; અને ત્હાંના મજુર પક્ષમાંના કેટલાકોએ થોડીઘણી હોહા અવશ્ય કરી, એપરથી સાબીત થાય છે કે એ વર્ગનું ઉત્થાન થવા લાગ્યું છે. રાજદ્વારીઓ અને રાજપુરૂષો માને કે ન માને, આખી દુનિયા અસંતુષ્ઠ કામદાર વર્ગના પંઝામાં ખસતી જાય છે અને ભયાનક વિપ્લવની અણીપર છે. બુદ્ધિ તેમજ પ્રેરણા શકિત બન્ને કહે છે કે વ્યાપારે કરેલા સત્તાના દુરૂપયોગના પડઘા તરીકે આખી દુનિયામાં અને ખાસ કરીને ઇંગ્લંડમાં અણઘડ મજુરીની સંપૂર્ણ સત્તા ૧૯૨૭ ની લગભગમાં જામશે અને પરિણામે ત્હાં ભયંકર અંધાધુંધી, કાપાકાપી, મોંઘવારી અને અકથ્ય ત્રાસ થવા પામશે.* આ પરિણામનાં ઘણાં કારણો છે અને ત્હેમાંનાં કેટલાંક તો ઘણાં દૂરનાં કારણો છે. મહાન નૅપોલીઅન તરફ ચલાવેલા વર્ત્તનના, રસિયા તરફ ચલાવવામાં આવતા વર્ત્તનના, હિંદના લોકોપર ચલાવવામાં આવતા વર્ત્તનના પડઘા રૂપ એ પરિણામ નિર્માયેલું હોય તો એમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી; પરન્તુ ઇંગ્લંડનો મદમસ્ત મુડીવાળો તેવી કલ્પનાને પણ હશી કહાડવાનો અને ચેતવાનો પ્રસંગ પણ ગુમાવવાનો જ.

૭. ધનલોભી વણીકે મોજશોખનાં સાધનોની અને તર્કવાદની જાળ ફેલાવી છે; તે જાળથી સદંતર દુર રહેવાની અનિવાર્ય આવશ્યકતા છે. આ જમાનાનું યુદ્ધ એક તરફ વણિક અને બીજી

* વાંચો "અમૃતલાલ શેઠનું અઠવાડીયું" તથા "Political Gita", લેખક: વા. મો. શાહ.

તરફ ક્ષત્રિય, **બ્રાહ્મણ** તથા શુદ્ર વચ્ચે છે. **એ ત્રણે વર્ગે અર્થાત** **લડવૈયાઓ**, સાધુઓ, વિદ્વાનો અને તત્વજ્ઞાનીઓ, તથા મજુરોએ (૧) પોતપોતાનું 'પોતાપણું' **ફરીથી** પ્રાપ્ત કરવું જોઇશે, **અને** (૨) વણિક ભાવનાને દાબી દેવાને **એકસંપી** કરવી જોઇશે. એ ત્રણે વર્ગની 'પ્રકૃતિ' માં **ખડતલપણું** અને **મોજશોખનાં સાધનોથી દૂર રહેવાપણું** હતું, તે પાછું મેળવવું જોઇશે. લડવૈયો કોઈ દિવસ પૈસા તો શું પણ શરીરનીયે દરકાર કરતો નહિ; સાધુ અને તત્વજ્ઞાની પૈસા અને શરીર તો શું પણ દુનિયાને પણ 'માયા' રૂપ માનતા અને ક્રોડપતિ વણિકને પોતાના નાગા પગ આગળ નમાવતા; મજુરો કામ વખતે કામમાં જ મસ્ત રહી તે દ્વારા મળેલા ચાર–આઠ આનાના પૈસાથી છાસ–રોટલો ખાઈ મ્હોટા બાદશાહની માફક ફરતા, નાચતા અને જીંદગીને એક 'નિરંતર લગ્ન' માફક માણતાઃ ત્હેમને કોઇને તો પૈસો એકઠો કરવાની ઇચ્છા સરખીય થતી નહિ. આ ત્રણે વર્ગ એક બાબતમાં–પૈસાની બેદરકારીની બાબતમાં–એકસરખા હતા. ત્હેમણે વિષ્ટા તરીકે ગણી ક્હાડેલો પૈસો વણિકે એકઠો કરી ગંદકીનો ઇજારો લીધો. તેથી છેવટે વણિકનું મગજ ઘણુંજ ગંદુ, મલીન, તુચ્છ (void of magnanimity) થઇ ગયું.

૮. આજે **ગાંધી**જીનો અસહકાર વ્યાપારી જમનાદાસને નથી ગમતો તથા કેટલાએ મ્હોટા વકીલો (જેઓ વાણીના 'વ્યાપાર'થી શ્રીમંત બન્યા છે) ત્હેનો પ્રતિરોધ કરવા બહાર પડયા છે, એ સ્વાભાવિક છે. સામાન્ય ગણ અસહકારની તરફેણમાં છે એ પણ સ્વાભાવિક છે. વ્યાપારીઓ અને વકીલોને 'ઉપદેશ' આપવો નકામો છેઃ જેથી ત્હેમના કોઠારને હરકત થાય તે. વાત તેઓ રાજીખુશીથી સ્વીકારે એ ભાગ્યે જ બની શકે. હિંદપર શત્રુની ચડાઇ આવે છે એમ જ્યારે કહેવામાં આવતું તે વખતે જો ખરેખર જ ચડાઇ આવી હોત તો–એટલે કે **કોઇપણ જાતની લડાઇ પ્રસંગે–એમના કોઠાર આપોઆપ લુંટાત** તે જખ મારીને સહન થાત. હિંદીઓ! **સ્હમજો કે ત્હમારા દુઃખનું કારણ** કોઇ

[illegible]વિશેષ નથી, પણ વર્ગવિશેષ છે: લક્ષ્મીના સ્વામી થઈ બેઠેલાઓ જ ત્હમારા ખરા શત્રુ છે. જો એમ નહોત તો, મીલવાળાઓ ત્હમારા સ્વદેશી હોવા છતાં ત્હમારા ઉત્થાનના ખરા પ્રસંગે તેઓ જ ત્હમને બેવડા ને ત્રેવડા લૂટવા કેમ લાગ્યા? અને એ જ કારણ છે કે ગાંધીજી રેંટીઆની હિમાયત કરવાની જરૂરીઆતમાં મૂકાયાઃ બાકી એમને કાંઇ જડ સાંચા પર દ્વેષ હોઈ શકે નહિ.

૯. 'વિદેશથી મોંઘી કિંમતે ચીજો આવે છે માટે અમારે મોંઘી વેચવી પડે છે' એમ કહી મુડીવાળાઓ અર્ધસત્યથી પ્રજાને ઠગે છે. મુંબઇની જમીન શું વિદેશથી આવતી હતી કે જેથી વીસ કે પચાસ ગણા ભાવ વધારી ગરીબ તો શું પણ મધ્યમ સ્થિતિના લોકોને માટે પણ મુંબઇનો વસવાટ લગભગ અશક્ય બનાવી દીધો? લડાઇ વખતે વિદેશી માલ લાવવાની અગવડ થઇ પડી તે વખતે સ્વદેશી માલ બનાવવાનાં કારખાનાં ખોલવામાં—એ અનિશ્ચિત પ્રયોગમાં—નાણાં રોકવા મુડીવાળાઓ તૈયાર ન થયા, પણ ભળતી જ કંપનીઓ સ્થાપી મધ્યમ અને ગરીબ વર્ગનાં નાણાંથી સટ્ટા ખેલી પોતે વધુ માલદાર બન્યા અને ગરીબોને રોવરાવ્યા એ વાત શું એમ સાબીત કરવાને બસ નથી કે મુડી-વાળાઓને દેશની કે પૉલીટીકસની કાંઇ દરકાર નથી—માત્ર નાણાં વધારવાની જ દરકાર છે? ગાંધીજી, તીલક, લજપતરાય કે કોઈ પણ દેશનાયકની કોઈપણ મહાન યોજનાને કયે દિવસે સ્વીકારીને ક્રોડોની રકમ નાણાંવાળાઓએ એમને એમની યોજનાની સફલતા માટે અર્પણ કરી? બસ, એ ચોક્કસ છે કે, મ્હોટા પેટવાળા 'વાણીયા'-ને દેશની કે દુનિયાની કાંઇ પરવાહ છે જ નહિ, હોય પણ નહિ, અને એમને જીવવા માટે બીજાઓએ મરવું જ જોઇએ. બીજાઓને જો મરવું પસંદ ન હોય તો એમના ભોગે જીવનારાઓને નિર્બળ કરવા કટિબદ્ધ થવું જ જોઈએ; અને તે કામ બ્રાહ્મણ, ક્ષત્રિય અને શૂદ્રોની એકસંપીથી જ બની શકે, અન્યથા નહિ. એટલા

માટે તમામ દુનિયાએ મુડીવાળા સાથે અસહકાર કરવો જ જોઇએ અગર ચુપચાપ ગુલામી અને ભૂખમરામાં મરવું જોઇએ.

૧૦. સરકારી સ્કુલોનો અસહકાર 'ભણેલા'ઓને ખટકે છે! અને કેમ ન ખટકે! વિષ્ટાનો કીડો વિષ્ટામાં જ સુખ નથી સ્હમજતો શું? (૧) એક કહે છે: 'ભણતરથી જ દેશનાયકો પાકયા છે માટે ભણતર બંધ કરવાથી તો ઉલટું નુકસાન છે.' હું એમને કહીશ કે, "ભણતર તો લાખો માણસ લે છે, છતાં પાંચ–દશ જ દેશનાયક પાકયા એ શું બતાવે છે? ભણતરથી નહિ પણ લીધેલા ભણતરને ઓકી કહાડવાથી જ તેઓ ખરા દેશભક્ત બન્યા હતા; અને શું ભણતરથી દેશોદ્ધારક થવાની દલીલ સાચી છે? સ્વીસ્ઓને ભયંકરમાં ભયંકર ગુલામીમાંથી છોડાવનાર કયો 'વિદ્વાન' હતો? શું એક ખેડુતના અભણ છોકરાને સ્વીસ્યાનું સ્વાતંત્ર્ય આભારી નથી? ફ્રાન્સની જોન ઓફ આર્ક શું અભણ ગામડીઅણ નહોતી? નેપોલીઅન કેટલું ભણ્યો હતો? શીવાજી કઈ પાઠશાળામાં ગયો હતો? બસ કરો, ત્હમારા નિર્માલ્ય બનાવતા તર્કવાદની ખોટી શેખાઈથી બસ કરો! એ ભણતરે જ ત્હમને–ત્હમે જાણો પણ નહિ એવી રીતે–દેશદ્રોહી બનાવ્યા છે."

(૨) બીજો કહે છે: 'પ્રથમ અમને પ્રજાકીય સ્કુલો સ્થાપી આપો, પછી સરકારી શાળાઓનો ત્યાગ કરાવજો.' આ દલીલ જ અમારા દેશને મળતી કેળવણીની નાલાયકી પુરવાર કરવાને પુરતી છે; કારણ કે એ દલીલ કેળવાયલાઓ તરફથી આવી છે. હું જરા એમને પૂછું કે "ત્હમે માતાના પેટે જન્મ લીધો તે વખતે માતા, પિતા કે ઇશ્વિર કોઈ સાથે શરત કરી હતી કે પ્રથમ દુધ ઉત્પન્ન કરો અને પછી અમને દુનિયામાં મોકલો?" જન્મ પછી ત્રીજે દિવસે માતાના સ્તનમાં દુધ આવ્યું હશે. 'જરૂરીઆત દરેક ચીજને ખેંચી લાવે છે.' પણ ત્હમે શું કહ્યું! 'પ્રથમ અમને સ્કુલો આપો'? કોણ આપે? કોને આપે? શું ગાંધીજી કોઇ વિદેશી વિજેતા છે કે જે ત્હમારા ઉપર રાજ કરવા માટે

ત્હમને પ્રસન્ન કરવા સારૂ સ્કુલો આપે? શું ત્હમે અને તે એક દેશના નથી? શું ત્હમારૂં/બન્નેનું હિત ભેગું નથી? શું એક માણસ બત્રીસ કરોડની જરૂરીઆત કદાપિ પૂરી શકે—અને તે પણ ત્હમારા જેવા ભણેલાઓના **વિરોધ** સ્હામે? ત્હમને એમ બોલતાં શા માટે પેટમાં દુઃખે છે કે "આવો, ગાંધીજી! જો આપત્ કાળમાં પણ વિદેશી કે સ્વદેશી શિક્ષણ વગર મુદ્દલ ચલાવી લેવું **અશક્ય** જ હોય તો ત્હમે અને અમે ભેગા મળી સ્વદેશી શિક્ષણ માટે પ્રબંધ રચીએ"?

એક તરફથી સરકારી પોલીસ લોકોને કહે છે કે 'જાઓ ત્હમારા ગાંધીને બોલાવો, તે ત્હમારી રક્ષા કરશે; અમે તો કોઇ ત્હમારૂં ખૂન કરશે તોપણ જે રક્ષા માટે ત્હમારા પર ટેક્ષના રૂપમાં કિંમત લઇએ છીએ તે રક્ષા પણ નહિ આપીએ,' **અને** બીજી તરફથી અમારા ભાગ્યાગણ્યા 'આગેવાનો' (!) કહે છે કે, 'ગાંધીજીએ અન્તર્દેશીય શાળાઓ આખા દેશમાં પૂરી પાડવી જોઇએ': જોઈ આ બન્નેના જવાબની સામ્યતા! સરકારને પ્રજાનો પૈસો વેરા અને લોન અને વ્યાપારી તરકીબો દ્વારા ખાવો છે અને દુનિયાને કહેવું છે એમ કે હિંદ મરતો હતો એને અમે બચાવ્યો છે,—છતાં પોલીસની મદદ હિંદી **શહેરીઓને** પણ બચાવવામાં આપવાના અખાડા કરે છે અને એ જ પોલીસ વડે પંજાબના હિંદીઓનાં ખૂન તો કરી શકાય છે; **અને** હિંદી આગેવાનો હિંદી શિક્ષણ માટે જોઇતાં સાધન ઉભા કરવાની **એવી જ રીતે** ના કહી અલગ રહે છે, જો કે એ જ હિંદીઓ પાસે તેઓ પોતાને પૂજાવે છે અને લોકપ્રિયતાના સાધનથી વકીલાત કે વ્યાપારમાં માલદાર બને છે. આ સરકાર અને (એનું શિક્ષણ પામેલા) આ હિંદી મવાલ આગેવાનો સાથે સહકાર કરવો શું ઇષ્ટ છે?

(૩) **ત્રીજો** કહે છે: "સરકારી શાળાઓ બંધ થશે તેથી સરકાર આપણી પાસેથી વેરા લઈ ત્હેમાંનો જે ભાગ કેળવણી ખાતા પાછળ ખર્ચે છે તે ભાગ ત્હેને બચશે. શા માટે સરકાર

તરફથી પાછી મળતી રકમ આપણે ગુમાવવી જોઇએ?" આવા આવા પ્રશ્નો માત્ર સડેલા મગજ અને મગજને સડાવી દેનાર કેળવણી જ પુરવાર કરે છે. ભણેલાઓનો મ્હોટો ભાગ **મૂળ વસ્તુને** જોવાની શક્તિ વગરનો અને ઉપલકીઆ તર્કવાદમાં ભટકનારો થઈ ગયો છે એ જ આ પ્રશ્નોથી સાબીત થાય છે. પ્રથમ તો તેઓ અસહકારના આ ફરમાનનો **મૂળ** હેતુ જ શોધી શકયા નથી; અને દરેક હેતુ ખુલ્લા સ્વરૂપમાં કહી શકાય પણ નહિ; કારણ કે ઘણી ચોખવટ કરવા જતાં ગમે તેવા નિર્દોષ હેતુને પણ ભ્રષ્ટ આશય લગાડી હીલચાલને દાબી દેવાની 'કળા' વાળી સરકાર અસહકારને શરૂમાં જ મારી નાખે. કાં તો દેશમાં **એવા** ભણેલાઓ હોય તે સારૂં, કે જે ભણેલાઓ મિત્ર તેમજ શત્રુ તરફની સલાહના મૂળ હેતુને બુદ્ધિથી સમજી શકે અને ખુલાસા પૂછી સલાહકારને કફોડી સ્થિતિમાં મૂકી આખા દેશની બાજી બગાડવા જેવું ન કરે; અગર તો દેશ આખો **અભણ** હોય તે સારૂં, કે જેથી અભણ માણસો તર્કવિતર્ક ન કરતાં મ્હેમને માટે સંગીન આત્મભોગ આપી શકનારની પાછળ દૃઢ યકીનથી ચાલે. આ અર્ધદગ્ધ, ભણેલા તરીકેનું અભિમાન ધરાવવા છતાં ઉંડી બુદ્ધિ વગરના અને અંગ્રેજોએ શિખવેલા બકવાદને દેશની પાયમાલીનું કારણ બનાવનારા ભણેલાઓ તો ખરેખર એક તુચ્છ દૃશ્ય છે—કહો કે અસહ્ય ગંદકી છે. એમના આ ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે આપણે તેવો જ પ્રશ્ન મ્હેમને પૂછીશું: "એક ધુતારો મ્હોટા દમામથી મુંબઇ શહેરમાં આવી વસ્યો છે અને એક પ્રસિદ્ધ ડાકટર, હકીમ કે વૈદરાજ તરીકે ભયંકરમાં ભયંકર દરદો એક દિવસમાં મટાડવાની શકિતનો દાવો કરી એક દિવસની દવાના સો રૂપિયા લે છે. ત્હમે ત્હેને રૂ ૧૦૦ ભરી દવા લઇ આવ્યા છો અને એક ડોઝ પીધા પછી ત્હમને વિષ જેવી અસર થવા લાગી છે. હવે ત્હમે બીજા ડોઝ ફેંકી દઈ વિષ આપનારને શિક્ષા કરવા ઇચ્છશો કે રૂ. ૧૦૦ ખર્ચી ચુકાયા છે **એટલા જ ખાતર** બીજો ડોઝ પણ લીધા જ કરશો અને સ્મશાનમાં જશો?" કેળવણી

ખાતાના રૂપીઆ શા માટે જતા કરવા એ પ્રશ્ન જ વણીક પ્રકૃતિ બતાવે છે; બ્રાહ્મણ, ક્ષત્રિય કે શૂદ્રને તો એવો પ્રશ્ન થવા જ ન પામે. અંગ્રેજી કેળવણી વગર કયો દેશ મરી ગયો અને અંગ્રેજી કેળવણી વડે અંગ્રેજો શિવાય બીજી કઈ પ્રજા તરી ગઈ તે કોઈ બતાવી શકશે? અને દલીલ ખાતર ક્ષણભર માની લ્યો કે અંગ્રેજી કેળવણી સારી છે અને લેવી જ જોઈએ, તો હું પૂછીશ કે રસિયા, જર્મની કે અફઘાનીસ્થાન હિંદ પર ચ્હડી આવ્યું હોત તો, હિંદમાં અંગ્રેજો અને અંગ્રેજોની સ્કુલો કાયમ હોવા છતાં, શું લડાઈ દરમ્યાન બધા છોકરા ભણી શકત કે? તે વખતે કેમ કેળવણી બંધ થઈ શકી? વળી પણ ધ્યાનમાં રાખો કે તાબેદાર પ્રજા થવામાં સૌથી મ્હોટી ચિંતા, જીતનારી પ્રજાના હાથે મળતી કેળવણી સંબંધી જ છે. એક સ્ત્રી બીજાના ઘેર નોકરી કરે એમાં કાંઈ બહુ દુઃખ નથી, પણ સ્ત્રીની નિરાધારતાનો લાભ લઈ શેઠ તેણી પર બળાત્કાર કરીને કે તેણીને લલચાવીને તેણીનું સતીત્વ લૂટે એ જ મ્હોટી ચિંતાનો વિષય છે. કોઈ પણ વિદેશી સરકાર તરફથી મળતી કેળવણી એક તાબેદાર પ્રજાનું સતીત્વ–સ્વમાન–લૂટનારી જ હોય અને એ ભ્રષ્ટતા મનુષ્યની રગે રગે અને લોહીના દરેક બિંદુમાં ફેલાઈ જઈ ત્હેને 'વિકૃત' જ બનાવે. તે માણસ પછી પેલી સતીત્વ લૂટાયલી સ્ત્રી જેવો–મ્હારાપણાના આંકડા વગરનો–બને છે. એ જ કારણ છે કે આજે હિંદીઓમાં–ખાસ કરીને ભણેલા હિંદીઓમાં–મ્હારાપણાનો આંકડો મુદ્દલ રહ્યો નથી. (હિંદને યોગ્યની કેળવણી યોજવાની દરકાર હોય ત્હેમણે નિત્શેના 'શોપનહોર એઝ એડયુકેટર, ધ ફ્યુચર ઑફ અવર એડયુકેશનલ ઇન્સ્ટીટ્યુટસ' 'ધસ સ્પેક જરથુસ્થ' 'જીનીઓલોજી ઑફ મોરલ્સ' તથા 'વીલ ટુ પાવર' વગેરે લેખો અવશ્ય વાંચવા.)

૧૧ વકીલોએ કોર્ટો છોડવાની ફરમાશ સ્હામે પોતાની સઘળી વકતૃત્વશક્તિનો ઉપયોગ કરવા માંડયો છે! તેઓ કહે છેઃ "કોઈ નહિ ને અમને જ ભાળ્યા છે શું? અમે શું દેશનું બગા–

ડીએ છીએ કે અમારો જ ધંધો બંધ કરવાની ફરજ પાડો છો? ભલા ભાઇઓ! ત્હમે દેશનું બગાડ્યું કે સુધાર્યું એ પ્રશ્ન જ અત્યારે નથી. વાત એ છે કે ત્હમારી હમણાં દેશને **સૌથી વધુ** જરૂર છે. અંગ્રેજોએ આ દેશને પોતાની કેળવણી આપી તર્કવાદનાં ચુંથણાંમાં નાખી દીધો છે. એ દેશને જાગ્રત્-ક્રિયામાન-active કરવો છે. એ કામ હમણાં તર્કવાદની મદદ વગર થાય તેમ નથી. તર્કવાદને તર્કવાદ જ મારી શકે; વિષને વિષ જ મારી શકે. ત્હમે વકીલો હોવાથી તર્કવાદને બન્ને બાજુએ ઘુમાવવાની કળાના પરિચયી છો. નિર્દોષને ગુન્હેગાર અને ગુન્હેગારને નિર્દોષ ઠરાવવા ખાતર ત્હમને ફી મળતી હોય તો એક જ કાયદાને મરડી-મચડીને તેમ કરવાનું સામર્થ્ય ધરાવો છો. દેશને અમુક બાબતોનો **ત્યાગ** અને અમુકનો **સ્વીકાર** કરવાનો ઉપદેશ કરવાનો છે, પણ દેશીઓ 'કારણ' માગતાં શિખ્યા છે! માટે જો ત્હમે સરકારી કાયદાના હિમાયતી થવાનું છોડી દઈ 'પ્રજાકીય અગ્રેસર'ના કાયદાના હિમાયતી બનો તો સર્વત્ર મુસાફરી કરીને પ્રજાને પ્રજાકીય અગ્રેસરના પ્રોગ્રામ પાછળ ચાલવાને તૈયાર કરી શકો. એ ખાતર જ ત્હમારી જરૂર છે. રાજ્યના કાયદા વિચિત્ર છે. ખુન કરનાર બચી શકે છે, પણ માત્ર વિચારો દર્શાવનાર જરા ઉગ્ર થાય તો જેલમાં જાય છે. જેલમાં જવાનુંય દુઃખ નથી પણ કાર્યવાહકો એમ ગુમાવવા ને **પાલવે** તેમ નથી. કાયદો નહિ જાણનાર સ્વયંસેવકો હાલના કાયદાની ચુંગાલમાં ઝટ ફસાઇ જાય, અને ગમે તેવી નિર્દોષ સ્વદેશી હીલચાલ દબાઇ જાય. પણ જો કાયદાના અનુભવી વકીલો જ લોકોને ઉપદેશ દેવા બહાર પડે તો **તેઓને** કાયદાની ચુંગાલમાં ફસાવવાનું સરકાર માટે મુશ્કેલ થઈ પડે. **માટેજ** વકીલો પાસે કોર્ટો છોડાવવાની જરૂર છે. જો દેશ ખાતર ત્હમે થોડોઘણો ભોગ આપવા તૈયાર ન હો તો ત્હમે ભૂંડે હાલે એક દિવસ મરવાના. ત્હમને પેટ ફોડી નાખવા કોઇ કહેતું નથી. ત્હમે વકીલાત છોડી દો એમ પણ કોઇ કહેતું નથી. માત્ર સરકારના કાયદાને બદલે પ્રજાના કાયદાના હિમાયતી બનો. સરકારના

અમલદારને બદલે પ્રજાના અમલદાર બનો, અને પ્રજા પાસેથી ત્હમારી જરૂરીઆત પુરતી ફી લ્યો. એ 'ફી' કેવી રીતે ઉત્પન્ન કરવી એ બાબતમાં ત્હમે પોતે જ વિચાર કરી શકો તેમ છો—જો ત્હમને એવી જરૂરીઆતનું ભાન થાય તો. પ્રજાકીય શાળાઓ ખોલીને, પંચાયતો સ્થપાવીને, ઉપદેશક તરીકે પગાર મેળવવાની તજવીજ કરીને ત્હમે ત્હમારૂં ગુજરાન તો ચલાવી જ શકશો. માત્ર ત્હમારામાં શેઠ બદલવાની દ્રઢતા જોઇએ; પછી રોજીનો માર્ગ તો ત્હમે સર્જી શકશો જ. હા, રોજી ઓછી મળશે એ ખરૂં. પણ દેશમાં લડાઇ જાગે તો ત્હમારી રોજી સદંતર બંધ થાય એ પણ શું ખરૂં નથી? અને ગાંધીજી અને લાખ્ખો હિંદીઓ જ્યહારે ધર્મયુદ્ધ જાહેર કરે અને પોતાને પીડામાં નાખે ત્યહારે શું ત્હમે 'તમાસો' જોયાં કરો? અને વધુ ને વધુ 'કુકા' રળવામાં જ મશગુલ રહી શકો? એ ત્હમારે માટે શરમભર્યું હોય એમ ત્હમને જ નથી લાગતું શું? ત્હમે વકીલાત છોડશો તેથી કાંઈ દાવા કે ફર્યાદો અટકશે નહિ, ફોજદારી ગુન્હાઓનું શું થશે, ઇત્યાદિ બાબતના સવાલોમાં પડવાની ત્હમને શા માટે દરકાર હોવી જોઇએ? લડાઇ ચાલતી હોય ત્યહારે દાવા અને ફર્યાદો સડયાં જ કરે—જો કે એમ થાય તે ઇચ્છવા જોગ ન હોય તો પણ. અને ત્હમે ભણેલાઓ જરા 'મરદ' બનશો તો એક વખત એવો પણ જરૂર આવશે કે જ્યહારે ત્હમે પ્રજાકીય અદાલતો અને પ્રજાકીય પોલીસ દ્વારા દેશને ન્યાય અને રક્ષા પણ આપી શકશો. જરૂરીઆત દરેક ચીજને લાવી શકશે. ત્હમે ભણેલા 'બ્રાહ્મણ' વર્ગના છો, પણ અંગ્રેજી વણિકોના સ્પર્શથી (શિક્ષણથી) ત્હમે ધનલોભી 'વણિક' જેવા બન્યા છો. એ શિક્ષણને—એ ધનલોભના વિકારને—ઓકી ત્હમારી મૂળ પ્રકૃતિએ પાછા આવો, સાચા બ્રાહ્મણ બનો, હિંદના સામાજિક, રાષ્ટ્રિય અને વિદ્યાવિષયક શિક્ષાગુરૂ બની એમની પૂજા પામો. ત્હમે કહેશો કે ત્હમારામાંનો એકાદ વકીલાત છોડે તેથી કાંઈ દહાડો વળે નહિ, અને ત્હમારો ભોગ નકામો જાય; પણ ત્હમે બુદ્ધિશાળીઓ શા માટે ભોગ નકામો ન જાય એવો રસ્તો ન કરી શકો? એક શહેર-

ના ૫-૨૫ વકીલો સાથે મળી, મસલત ચલાવી, એકસાથે ૫-૨૫ વકીલાતો છોડે તો એની નૈતિક અસર બીજા ઘણાઓ ઉપર પડવી જ જોઇએ. (અને જો એક પણ વકીલ આવો 'ત્યાગ' કરે તો તે પોતાના ઉપદેશ તેમજ પોતાના ત્યાગના દાખલાથી બીજા વકીલોને અસર કરવામાં જરૂર ફતેહમંદ થઇ શકે.) અત્રે એકસંપીનું અચુક પરિણામ ધ્યાનમાં લેવા જેવું છે. દરીઓ પુરી મગરમચ્છોની જગાએ મનુષ્યે રહેઠાણ કરવું હોય છે ત્યારે એક એક ટોપલી એમ હજાર ટોપલી માટી દરીઆમાં નાખવાથી દરેક ટોપલી તણાઈ જાય છે, દરીઓ પુરાતો નથી અને મહેનત તથા ખર્ચ બરબાદ જાય છે. પરંતુ જો ગાડાં ભરીને એકસાથે ઠલવવામાં આવે તો દરીઓ પુરાય છે. મ્હોટા કામને માટે હમેશાં **મ્હોટી** એકસંપી જ જોઇએ. સંખ્યાબંધ વકીલો પ્રથમ ખાનગી રાહે મસલત કરી પછી જાહેરમાં એકસાથે વકીલાત છોડે તો આખી પ્રજામાં હિમ્મત અને નવો જુસ્સો ઉત્પન્ન થયા વગર રહે જ નહિ, અને સરકાર પણ વિચારમાં પડે. **વકીલોની** આ હિમ્મત અસહકારના **ચ્હડીઆતા** **ક્રમને તાકીદે** અમલમાં મૂકાવી શકે. 'અસહકારથી એક વર્ષમાં સ્વરાજ્ય મળશે' એમ ગાંધીજીએ કહ્યું છે ત્હેનો હિસાબ કાંઇ એમ ન ગણાય કે, અસહકાર માટે યોજેલા ક્રમના દરેક પગથીઆનું ફળ અનુક્રમે મળવું જ જોઇએ. એથી ઉલટું, જેમ એક પગથીયું ફતેહમંદીથી પસાર થયેલું સરકાર જુએ તેમ તે પોતાનું જોર બેવડું વાપરે, પ્રજા અને પ્રજાનાયકોને ડરાવવા અને નાહિમ્મત કરાવવા વધારે સખ્તાઈ વાપરે, પ્રજા અને પ્રજા-નાયકો વચ્ચે ભંગાણ પાડવા હજાર તરકીબો કરે, બુદ્ધિવાદની હજાર જાળમાં પ્રજાને ફસાવવા અને પ્રજાનાયકોના ઇરાદા, બુદ્ધિ કે શક્તિમાં અશ્રદ્ધા ઉત્પન્ન કરાવવા પ્રયત્ન આદરે; એ બધું શક્ય છે. પણ—અને આ 'પણ' બહુકિમતી શબ્દ છે—પણ અસહકારના ક્રમનાં એક પછી એક ૩-૪ પગથીઆં સહીસલામત ચ્હડાઇ જાય ત્યારે સરકારે પોતાનાં હથીઆર હેઠાં મૂકવાં જ જોઇએ. કોઈ પણ સરકાર, તે ગમે તેવી બહાદુર કે બળવાન કે કદાચ ખુની પ્રકૃતિવાળી પણ

હોય તો પણ, સમસ્ત પ્રજાની અટુટ એકસંપી આગળ ટકી શકે જ નહિ. ફરીફરીને ગોખો કે "**જીતાયલી અને નિઃશસ્ત્ર પ્રજાનું એકનું એક શસ્ત્ર અટુટ એકસંપી જ છે.**" પ્રજાનાયકના **હેતુ, બુદ્ધિ અને શક્તિ**માં જરા પણ અશ્રદ્ધા ન રાખતાં સઘળા વર્ગોએ, સઘળી જ્ઞાતિઓએ, સઘળા ધંધાદારીઓએ **સમ્પૂર્ણ શ્રદ્ધાથી** એની સાથે **અટુટ એકસંપી**માં જોડાવું જોઇએ અને એની ઇચ્છાશક્તિ (Will) માં પોતાની ઇચ્છાશક્તિ ભેળવવી જોઇએ. ધ્યાન રાખો કે, **પ્રજાની ઈચ્છાશક્તિ એ નાયકની ઈચ્છાશક્તિ છે.** સૈન્યનું બળ એ સેનાધિપતિનું બળ છે. અને **ઈચ્છાશક્તિ** (Will) **જ યુદ્ધો જીતે છે, નહિ કે બુદ્ધિ.** કુદરતનાં આ સાદાં પણ મહાન સત્યો દરેક હિંદીએ આજે હૃદયમાં કોતરીને તદનુસાર વર્તન કરવું જોઇએ છે. **'વિચાર' અને 'સ્હમજ' નહિ,** પણ **'વર્ત્તન'** અને **'ઈચ્છાશક્તિ'ની** જ **હિંદને આજે જરૂર છે.** ફરીફરીને ગોખો કે 'વર્ત્તન' અને 'ઇચ્છાશક્તિ'ની જ હિંદને આજે જરૂર છે. અને હવે મ્હને ગુપ્ત ભેદ—આધ્યાત્મિક ભેદ—ખુલ્લો કરવા દો કે, દેખીતી રીતે જ શાંત અને તોફાન વગરનું **યુદ્ધ** સરકાર અને પ્રજા વચ્ચે **શરૂ** થયેલું **ગાંધીજીએ** જાહેર કર્યું છેઃ તે **યુદ્ધ** વસ્તુતઃ સરકાર અને પ્રજા વચ્ચે **નથી,** પરન્તુ હિંદની દરેક વ્યક્તિના **બહિરાત્મા** અને **અંતરાત્મા** વચ્ચેનું જ **યુદ્ધ** છે. આ **યુદ્ધ પ્રમાણિકતાથી** અને મરદાનગીથી **આખર સુધી** લડવામાં આવે તો દરેક **હિંદી** બહિરાત્મા મટી અંતરાત્મા બને, દરેક **હિંદી અર્જુન** બને; અને **એવા હિંદને** દબાવવામાં ઇંગ્લંડના મુઠીવાળા તો શું પણ આખી દુનિયાનું સંયુક્ત સૈન્ય પણ નિષ્ફળ નીવડે.

૧૨. કેટલાકો કહે છેઃ "ધારાસભા બૉયકૉટ કરવાથી દેશહિતકારી સભ્યોની જગાએ દેશશત્રુઓ કે મૂર્ખાઓ આવશે, એથી તો દેશને ઉલટું નુકશાન થશે." **ગાંધીજી** દેશનું હિત એટલું પણ નથી સ્હમજી શકતા **એમ માની લેનારાઓ** પોતે જ કાંઇ સ્હમજતા નથી. દરેક બાબતના ભેદ જાહેર કરવાની જરૂર હોય જ નહિ. **પ્રજાજનો!** એક મંત્ર યાદ રાખો કે '**યુદ્ધ** દરમ્યાન **લશ્કરની**

દરેક હીલચાલ ગુપ્ત જ રાખવામાં આવે.” ઈંગ્લંડે જર્મની સ્હામે યુદ્ધ જાહેર કર્યું તે પહેલાં પાર્લામેન્ટને પણ વિશ્વાસમાં લીધી નહોતી. યુદ્ધની અને સુલેહની હીલચાલો મ્હોટા મ્હોટા રાજદ્વારી આગેવાનોથી પણ પ્રયત્નપૂર્વક છૂપાવવામાં આવી હતી. અને એમ ન થયું હોત તો ઇંગ્લંડ જીતી શકત જ નહિ. હિંદના ભણેલાઓ માત્ર વકિલાત શિખ્યા છે, પણ કુદરતના છૂપા શાસ્ત્રથી છેક જ અજાણ્યા છે. યુદ્ધ સમાપ્ત થવા છતાં રૂટરના તાર કેટલા ખોટા અને ક્વચિત્ કેવા સત્યાભાસવાળા આવે છે તે શું હજીએ ભણેલા હિંદીઓ નથી જોઇ શકયા? અગર શું એમને દરેક હીલચાલનાં રહસ્ય એક ‘કથા’ તરીકે—આરામ ખુરશીમાં પડયા પડયા—વાંચી તે ઉપર ઠંડે પેટે મજાક કરવા માટે જાણવાં છે? એમજ હોય તો દરેક હીલચાલના આશય ભણેલાઓથી વિશેષ ને વિશેષ છૂપાવવાની જરૂર પડે. જો એમને ખરેખર દેશના વિનાશમાં પોતાનો વિનાશ હોવાની ખાત્રી હોય તો ત્હેમણે પ્રથમ ગાંધીજીથી બિનશરતે સહકાર કરી ત્હેમના સ્વયંસેવક બનવું જોઇએ; પછી તેઓ તેઓએ જાણવા યોગ્ય ભેદો આપોઆપ જાણવા પામશે. એક વાત તરફ સઘળા—અને ખાસ કરીને ભણેલા—હિંદીઓનું લક્ષ ખેંચવું આવશ્યક છે કે, લડાઇના સમયમાં દરેક સરકાર દરેક પુખ્ત ઉમરના શહેરીને ‘સીપાઇ’ બનવા ફરજ પાડે છે; તે વખતે શું કોઇ શહેરી સરકારને યુધ્ધના વાજબી—ગેરવાજબીપણા સંબંધી પ્રશ્ન કરી શકે છે? અગર સંભવિત જય કે પરાજય બાબત ચર્ચા કરી શકે છે? અગર પોતાના ધર્મના સિધ્ધાંતની આડ લઇ શકે છે? ઇચ્છા હો યા ન હો, દરેકને લડાઇમાં જોડાવું જ પડે છે, નહિ તો પાછળ બંદુકનો કુંદો તૈયાર જ હોય છે. વિદેશી સરકારના મારથી ડરીને ખુનખાર યુધ્ધમાં જોડાવું મંજુર થાય, અને સ્વદેશી સરકારના કાલાવાલાને અવગણી ઉલટા એના ખુનામરકીરહીત યુધ્ધને પણ તોડી પાડવા જેવા ઘાટ કરાય, તો એના જેવું દેશદ્રોહનું કામ બીજું કયું હોઇ શકે?

મુદ્દાના પ્રશ્નપર આવતાં કહીશ કે, ધારાસભા કે કોઇ પણ સભા કે કમીશન જે સરકારની બનાવટ છે ત્હેનું ષડયંત્ર જ એવું

રચાયું હોય કે એમાં ત્હમારા ગમે તેવા બહાદુર સભ્યો જાય તો પણ ત્હેની અસર જ ન થવા પામે. કયો પ્રશ્ન પૂછવા દેવો અને કયો ન પૂછવા દેવો, કયાનો ઉત્તર આપવો અને કયાને અદ્ધર ઉડાડી દેવો, ઉત્તરમાં પણ કેવી ખુબી કરી ખરી વાત દાબી રાખવી, એ બધું સરકારના જ હાથમાં છે, નહિ કે પ્રજાકીય સભ્યોની બુધ્ધિના હાથમાં છે; અને છેવટે બહુમતિ પણ કોની? ટુંકમાં, આજ સુધીમાં ધારાસભામાં સારામાં સારા પ્રજાકીય સભ્યો મોકલવા છતાં આવેલાં પરિણામો ધ્યાનમાં રાખી બધી ચીજો સાથે સરકારની ધારાસભાથી પણ અસહકાર કરવો એ જ ઇચ્છવા જોગ છે.* વળી આજે **શાણા** હિંદીઓ ધારાસભાનો ત્યાગ કરશે તો કાલે **સ્વાર્થી** હિંદીઓ પણ સ્હમજતા થશે અને ત્યાગ કરશે, અગર તો બીજા

* પહેલી આવૃત્તિમાં આ શબ્દો છપાયા બાદ **નવી ધારાસભાઓ** હસ્તીમાં આવી અને સરકાર તેમજ હિંદી મવાલ પક્ષે 'નવા જમાના'-(!)ની શરૂઆત કરી; પરન્તુ જહેમની આંખો છેક જ ફુટી નથી ગઇ અને જહેમણે પોતાનાં કાળજાં ઘરાણે નથી મૂકયાં તેઓ આ 'નવા ફારસ'નું નિર્માલ્યપણું જોઇ ચુકયા છે. હવે તો વળી મવાલોની મારફત અનેક જાતનાં ફારસ ઉભાં કરવામાં આવે છે, કે જેથી અસહકારપક્ષ પોતાની મુસાફરી આગળ વધારવાને બદલે 'વાટમાં જ રોકાઇ પડે.' ઘડીમાં નવા વૉઇસરૉયથી 'ગાંધીજીની મુલાકાત થશે અને તેથી સમાધાન થશે' એવા ગપ્પ ઉડાડવામાં આવે છે, તો ઘડીમાં 'મુસલમાનોનું મન સંતોષવામાં આવશે' એવી 'આશા' ઉત્પન્ન કરવામાં આવે છે, અને ઘડીમાં પંજાબમાં જુલ્મના ભોગ બનેલાઓના કુટુંબીઓને બદલો (!) આપી લોકોનાં દીલનો જુસ્સો બુઝાવી નાખવાના ઘાટ ઘડાય છે. વળી 'અસહકાર'થી સરકારને નુકસાન કશું નથી પણ લોકોમાં મારામારી થવા પામશે એવું લોકોને મનાવવાના યત્ન પણ થવા લાગ્યા છે, અને લોકોની 'દયા' ખાતર લોકોના 'મવાલ' આગેવાનોને મોખરે કરી ગાંધીજી વિરૂદ્ધ ખટપટ ઉભી કરવાનું પણ શરૂ થઇ ચુકયું છે. આ બધું અને આથી અનેકગણું વિશેષ થવા પામશે જ એમ આ પુસ્તકમાં અગાઉથી કહેવામાં આવ્યું હતું. લોકોએ આ ફરી બાબતપર વિચાર સરખોય કરવાની જરૂર નથી. ભુલભુલામણીમાં ઉતરી જવાથી કરવાનું કામ બાજુએ રહી જાય છે એ કદાપિ ભૂલવું જોઇતું નથી. ખુદ ઇશ્વર આવીને કહે કે 'ત્હમને સ્વરાજ્ય આપું છું' તે કોઇ

હિંદીઓ ત્હેમને 'સ્હમજાવશે.' બીજાની પંચાયતમાં નહિ ઉતરતાં હાલ ત્હમે દેશપ્રેમીઓ તો એક્સપીની કિંમત સ્હમજો! ભવિષ્યમાં આમ થશે ને તેમ થશે ત્હેની ચિંતા કરવાનો ત્હમને 'અધિકાર' નથી. મનુષ્ય રૂપી કાંટાના હલન–ચલનની પાછળ કુદરતના સંચા અવશ્ય છૂપાયલા છે. કાલે દુનિયાભરમાં શું નવો બનાવ બનશે અને ત્હેની અસર ત્હમારા દેશના પૉલીટીક્સપર, ત્હમારા રાજકર્ત્તાઓ ઉપર, ત્હમારા માર્ગો પર, કેવી પડશે તે કોઇ કહી શકે નહિ. પરન્તુ ત્હમારો પક્ષ કોઇને લૂટવાનો નહિ પણ ત્હમારી રક્ષા માત્ર કરવાનો હોઈ કુદરત અણધારી રીતે ત્હમને અનુકુળ જ થશે એ વાતમાં 'શ્રદ્ધા' રાખો. જીંદગી અને પૉલીટીક્સમાં ફતેહ માત્ર 'શ્રદ્ધાળુ'ની છે, નહિ કે સગજ તપાવી તપાવીને નિર્વીર્ય બનેલાઓની.

---

અને હવે મૂર્ખાઇ છોડી દો' તો ડાહ્યા પુરૂષે એમ કહેવું ઘટે છે કે "ત્હારૂં આપેલું સ્વરાજ્ય અમારે મન નરક છે; અમારે તો સ્વરાજ્ય રળવું છે. અને અમે 'રળવા'ના પુરૂષાર્થને મૂર્ખાઇ માનવા તૈયાર નથી. તો પછી 'મૂર્ખાઇ છોડવા'ની સલાહ તું કોને આપે છે? અમને કોઈની સલાહ જોઇતી નથી. અમેજ અમારા સલાહકાર અને અમે જ અમારા ઈશ્વર છીએ. અમારે બીજા ઇશ્વરની કૃપાથી મળતું કાંઇ જોઇતું નથી. કૃપાથી મળતી ચીજ ચાલી જાય—કાલની કોને ખબર છે?—તો ફરીફરી કોણ આપવા આવવા નવરૂં હતું? અને અમને ખબર છે કે જે આપી શકે છે તે પાછું લઈ પણ શકે છે. અમને 'રાજ્ય'નો 'મોહ' નથ: અમને તો રાજ્ય લેવાની 'શક્તિ' સાથે જ કામ છે, અને તે પણ બીજાનું રાજ્ય નહિ પણ અમારૂં જ રાજ્ય. વળી અમે એ શક્તિ પણ સ્વાર્થ કે મોહથી ઇચ્છતા નથી, પણ એ શક્તિ પ્રથમ મેળવીને પછી એ વડે આખી દુનિયાને—અગાઉ જેમ અમે જ આખી દુનિયાને પયગમ્બરો અને તત્ત્વજ્ઞાન આપ્યું હતું તેમ—ધર્મરાજ્ય આપવા માંગીએ છીએ. ભય બે જાતના જ હોય છે: (૧) ડરાવનારનો, અને (૨) ફોસલાવનારનો. જ્હેના બાપમાં ફેર નથી ત્હેના નિશ્ચયમાં પણ ફેર હોઇ શકે જ નહિ; તે તો કોઇની વાત જ સાંભળે નહિ; ડરને અને ફોસલામણીને પાણીમાં ઘાપાને પી જાય!"

૧૨ "ગાંધીજી પણ સરકારની માફક આપખુદી ચલાવે છે, અને લોકોની ત્હેમનાપરની શ્રદ્ધાના બળપર મુસ્તાક રહી દેશના બીજા આગેવાનોની સલાહ સાંભળવાના અખાડા કરે છે" ઇત્યાદિ ફર્યાદો પણ ભણેલા વર્ગમાંથી ચાલુ જ છે. હું ઇશ્વિરસાક્ષીએ અને હૃદયપર હાથ મૂકીને કહીશ કે અમને ખરૂં ભણતર નહિ મળવાથી જ આવા સવાલો થાય છે. અંધારૂં અપાર હોય છે, પ્રકાશ એક જ હોય છે; રોગ હજાર હોય છે, તનદુરસ્તી એક જ હોય છે. સત્ય એક જ હોય છે, પણ બુદ્ધિનો ભ્રમ હજાર તર્કવિતર્ક કરાવી 'ખોટાં સત્યો' સુઝાડે છે, જે સર્વ ખોટાં સત્યોને **ભૂલવામાં જ** વર્ષોની મહેનત જોઇએ છે. ખોટાં સત્યો દૂર થયાં એટલે ખરૂં સત્ય એક ક્ષણમાં હૃદયમાં આપોઆપ ખુલ્લું થાય છે—પ્રકટી નીકળે છે. લોકોની ગાંધીજી પર શ્રધ્ધા છે તે ગાંધીજીનું આત્મબળ, નિડરતા, આત્મભોગ, દૃઢતાનું જ પરિણામ છે. એ જોઇને બીજા દેશનાયકોએ ખુશી થવું જોઇએ છે, નહિ કે ઇર્ષા કરવી જોઇએ છે. ગાંધીજી બીજાની વાત સાંભળતા નથી એ વાત તદ્દન ખોટી છે: તેઓ દરેકને સાંભળે છે અને વિચારે છે. પરંતુ એમનો અસહકારનો માર્ગ જેઓએ વખોડી કહાડયો છે તેઓ કાં તો (૧) સરકાર પક્ષના હોવાથી એમ કરે છે, અગર તો (૨) અસહકારથી પોતાને ધનનો કે આરામનો ભોગ આપવો પડે તેમ છે તેથી એમ કરે છે, અગર તો (૩) ગાંધીજી 'વગર તાજના રાજા' થઇ પડશે અને પોતાનો કોઇ ભાવ પણ પૂછશે નહિ, એ ખ્યાલથી 'ઇર્ષાળુ' બની વિરોધ કરે છે; અને જેઓ આ ત્રણમાંના એકે વર્ગમાંના નથી તેઓ પોતાને વિરોધીઓના ઓજાર તરીકે બનવા દઇ **સમજ વગર જ** વિરોધ કરે છે. આ બધાને ગાંધીજી 'આપખુદ' જણાય તો એમાં ગાંધીજીનો કાંઇ દોષ નથી. આખા દેશને મળવા જઇ દરેકનો મત પૂછી કામ કરવાનું કોઇથી બને જ નહિ; અને એમ થવું શક્ય હોત તો પણ આખા દેશના લોકોનો એકમત હોય જ નહિ. મતલબ કે સર્વના અભિપ્રાયને અનુકૂળ થયા પછી જ કાર્ય કરવું એવો સિધ્ધાંત પોતે જ અશકયતા છે.

અને જેઓને કરવું કે સહવું નથી ત્હેમને તો દરેક કાર્યવાહક આપખુદ જ લાગે.

* *
*

ગાંધીજી રાષ્ટ્રિય બાબતને ધાર્મિક સ્વરૂપ આપે છે, અને મુસલમાનોના હથીયાર રૂપ થઈ પડે છે, વગેરે વગેરે વાંધા, માનસશાસ્ત્રના અજાણપણાને લીધે જ છે. એવી એવી હજારો તકરારોના સવાલ–જવાબમાં ઉતરવા બેશીએ તો કામ કરવાનું એક બાજુએ રહી જાય અને ચર્ચામાં જ સમય અને શકિત ખર્ચાઇ જાય. માણસાઈ અને સ્વમાનનો પ્રકાશ જ્હેમનામાં જાગ્રત થશે તેઓના હૃદયમાં તર્કો અને શંકાઓ ગમે તેટલી હશે તો પણ તે બધી એકસાથે જ પલાયન કરી જશે અને તેઓ ગાંધીજી પાસે આવીને કહેશે: "**અમને** પણ આ ધર્મયુધ્ધના રથમાં જોડો, અમને **પણ** પુણ્યકર્મનો ફાળો આપો."

---

# (૩) 'સહકાર'વાદી પ્રત્યે.

અસહકારનું રણશીંગડું વાગી ચુક્યું છે, તે વાગ્યું ન વાગ્યું **હવે થઈ શકે** નહિ. હવે જો તહમે તે યુધ્ધથી દૂર રહેશો તો સરકારના હાથ મજબુત અને વધારે જુલમગાર બનાવશો અને તે જુલમનાં ફળ ફકત અસહકારમાં જોડાયલાઓને જ નહિ પણ આખા દેશને–તહમને પણ ચાખવાં પડશે.* તહમારે માટે હવે–તહમે ગાંધીજીની તરફેણના હો કે વિરોધી હો તો પણ–**માત્ર એક જ માર્ગ** ખુલ્લો છે, અને તે એ જ કે ગાંધીજીથી સહકાર કરો

---

* ઉત્થાનની ગમે તેવી નિર્દોષ યોજના પણ—પોતાને માટે તે ગેરલાભ કરનારી હોવાથી–દરેક સરકારને તો ખુંચે જ અને ત્હેને દાબી દેવા માટે તેણે કમર કસવી જ જોઇએ. તેથી તેણે ગમે તે યુક્તિથી લોકોના ભોળા ભાગમાં હરકોઇ બ્હાને ઉશ્કેરણી કરી બાંધળ ઉભું કરાવી પછી એ બાંધળને મ્હોટું રૂપ આપી ત્હેને અટકાવવા માટે 'માબાપની પવિત્ર ફરજ' તરીકે

અને સક્રિય સહકાર કરો. ગાંધીજીની લડત કાયદાપૂર્વકની, લડાઈ-ટંટા કે શારીરિક બળના ઉપયોગ વગરની છે તેથી અશાન્તિ થવા પામે જ નહિ અને તે છતાં કોઈ સ્થળે ક્વચિત્ અશાન્તિ થવા પામે તો સમજો કે કાં તો કોઈએ ભૂલ કરી છે અગર સરકારના 'પૂંછડા'એ ઉશ્કેરણી કરી કાયદાના ભંગનું સ્વરૂપ આપવાની યુક્તિ કરી છે. એવા બનાવો દરેક દેશમાં બને છે: એમાં ગાંધીજી કે કોઈ શું કરશે? રાજદ્વારી બાબતોમાં સઘળે સ્થાને અને સર્વ કાળે સમ્પૂર્ણ સુલેહશાન્તિ જાળવી રાખવી શક્ય જ નથી. ગમે તે અને ગમે તેટલો પ્રયત્ન કરે તો પણ 'અકસ્માત' તો બનવાના જ.

---

લશ્કરી બળ વાપરવાની હિમાયત પણ કરવી પડે. રાજ્યો એમ જ ચાલે. મતલબ કે તોફાન કરવાની પ્રજાની સમ્પૂર્ણ નામરજી છતાં સામાજિક, ધાર્મિક કે પ્રાસંગિક બાબતને અંગે સ્હેજસાજ હોહા કરાવી એને મ્હોટું રૂપ અને 'અસહકાર'નું નામ આપી સરકાર, પોતે ભવિષ્યમાં જે કરવા માગતી હોય ત્હેનો બચાવ અગાઉથી કરી રાખે જ. એક તરફથી સરકાર શું કરવાની એ નક્કી છે, બીજી તરફથી ગાંધીજી ગમે તે ભોગે સ્વરાજ લેવાનો 'સંકલ્પ' કરી બેઠા છે, એ નક્કી છે. મેરૂ ચળે પણ આ બેમાંથી કોઇ ચળવાનું નથી જ. હવે જો તમામ હિંદીઓ—અસહકારને બુધ્ધિથી વાજબી માનનારા તેમજ ગેરવાજબી માનનારા—બીજા કશા ખાતર નહિ તો પણ દેશમાં લશ્કરી ત્રાસ થવા ન પામે એટલા ખાતર પણ અટૂટ એકસંપી કરે તો એ અપવાદરહીત એકસંપી સ્હામે હથીઆર ઉગામવાની સરકારને ઇચ્છા જ ન થવા પામે. સમાન બળ સ્હામે બીજો પક્ષ ધમકી ન જ બતાવે. ધમકી અને ત્રાસ ત્યારે જ થાય કે જ્યારે સરકાર પ્રજાનું બળ ઓછું જુએ. ઇર્ષા કે લાલચ કે સ્વાર્થ ખાતર નહિ પણ માત્ર દૃષ્ટિભેદને લીધે જેઓ આજસુધી અસહકારનો વિરોધ કરતા રહ્યા છે તેઓએ, એટલા માટે, હવે અસહકારમાં પોતે જોડાયા છે એમ સરકારને ખુલ્લું જાહેર કરવાની તક લેવામાં જ હિંદની સહીસલામતી છે. જ્યાં સુધી ત્હેમનું બળ—ત્હેમની સંખ્યા ખોટી ન છતાં—ગાંધીજીની વિરૂદ્ધમાં છે ત્હાં સુધી તેઓ અજાણતાં સરકારના મદદગાર છે, અને બે બળો વચ્ચે અસમાનતા સરજનાર અને તેથી દેશ પર લશ્કરી કાયદાના ત્રાસ ખેંચી લાવનાર દેશદ્રોહી છે.

શું સુવ્યવસ્થિત રેલ્વેમાં અને ધાર્મિક સંસ્થાઓમ પણ અકસ્માત નથી બનતા ? અને તેથી શું ધર્મ અને રેલ્વે બંધ કરાવશો ?

બીજું; રાજદ્વારી બાબતો સિવાય બીજી બાબતોમાં ગાંધીજી બાબતમાં ગમે તેમ ધારો, બોલો, લડોઃ પણ રાજદ્વારી બાબતમાં ત્હેમનાથી એકમત હોવાનો સમ્પૂર્ણ દેખાવ કરો. "ઇંગ્લંડમાં કય્હાં પક્ષો નથી ? ત્મ્હાં ગરમાગરમ તકરારો શું નથી થતી !" એ દલીલ ત્હમારા પરતંત્ર અને ચગદાયલા દેશને કામ લાગે તેમ નથી. કૃપા કરીને, ભલા થઇને, ઇશ્વરની ખાતર, દેશની ખાતર આ સિદ્ધાંત અવશ્ય યાદ રાખો કે **હમણાંની પરિસ્થિતિઓ વચ્ચે હિંદની અતૂટ એકસંપી—અને નિડર દઢ એકસંપી જ—હિંદની રક્ષા કરી શકશે, બીજી કોઇ ચીજ નહિ.**

ગાંધીજી ધર્માત્મા છે, Spiritual force ધરાવે છે, એમ સ્વીકારવા છતાં તત્ત્વજ્ઞાનને લગતા એમના વિચારોથી આજ સુધીમાં કોઇએ નહિ કરેલો એવો ઉગ્ર વિરોધ મ્હેં જ કર્યો હતો; અને એ જ હું એમની રાજદ્વારી પ્રવૃત્તિને સમ્પૂર્ણ અનુમોદન આપવા-રે વગર પ્રશ્ને અને અંધશ્રદ્ધાથી પણ એમના ફરમાનને અનુસરવાની સમસ્ત પ્રજાને સલાહ આપવા બહાર પડયો છું ત્હેનું કાંઈ કારણ હોય તો તે એ જ છે કે, મ્હને 'પ્રેરણા' થાય છે કે દેશ પર ભયંકરમાં ભયંકર આફતો ઝઝુમી રહી છે; સેંકડો વર્ષો દરમ્યાન નહિ જોયેલી એવી મહાભારત આપત્તિઓ રાહ જોઈ બેઠી છે; હું એ આપત્તિઓનું 'સ્વરૂપ' પણ જોઈ શકયો છું, પણ અત્રે તે જાહેર કરવાનું યોગ્ય ધારતો નથી. મ્હારો અંતરાત્મા કહે છે કે હાલ તુરતમાં તો ગાંધીજીને સમ્પૂર્ણપણે અને દઢ શ્રદ્ધાથી અનુસરવામાં જ હિંદનું હિત સમાયલું છે. હિંદનો ખરો ઇતિહાસ હવે જ શરૂ થાય છે, એક પછી એક પ્રકરણો હવે જ લખાશે. દેશના મહારથી એક પછી એક પ્રપંચના ભોગ થશે અને વધુ સમર્થ મહારથીને જગા આપશે. ધ્યાનાત છે તેઓને કે જેઓ ત્હેમને માટે મરનારને ઉંડે કલેજે જોયા કરશે.

# (૪) ગાંધીજી પ્રત્યે નમ્ર સૂચના.

કાર્ય મહાભારત છે. એક 'સત્તા'ની મધ્યમાં 'સ્વતંત્ર' લોકશાસન ચલાવવા જેવું–બેવડું જોખમી કામ–કરવાનું છે. રાજ્યને સાધનો જોઇએ તે કરતાં આવા લોકશાસનને વધારે સાધનો જોઇએ. સૌથી પહેલી સગવડ Propaganda Work ની જોઇએ. સમર્થ વિચારકો, લેખકો અને છાપવા બાબતની ત્વરિત વ્યવસ્થા કરી શકે તેવા સ્વયંસેવકોની એક પલટણ આશ્રમમાં એક ક્ષણ પણ ગુમાવ્યા સિવાય ઉભી કરવી જોઇએ. ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાલી અને કાનરી ભાષાનાં પૅમ્ફલેટોની લાખો પ્રતો બહાર પાડવાનું કામ ચાલુ જ રહે એમ થવું જોઇએ. એ પૅમ્ફલેટો એક પછી એક પુષ્કળ મણકા તરીકે–અને માત્ર એકબે પૈસાની કિમતે જ–બહાર પડવાં જોઇએ. બીજું ખાતું ગામોગામ સુલેહ જાળવવાનું કામ કરનારી વૉલંટીઅર કોરને લગતી વ્યવસ્થા કરનારું, ત્રીજું ખાતું પ્રજાકીય શાળાઓ ખોલાય ત્હેને સલાહ આપવાનું કામ બજાવનારા અમલદારોનું, ચોથું ખાતું પંચાયતને લગતું, પાંચમું ખાતું જે વકીલો આ હીલચાલમાં જોડાવા ખુશી હોય ત્હેમને ગુજરાન જોગ સાધન કરી આપી કામે લગાડવાનું કાર્ય† બજાવનારું, એમ વિવિધ ખાતાં ગોઠવવા અને ત્હેનાં સાધનો ઉભા કરવા તાકીદ થવી જોઇએ. અને એક બાબતપર આપનું ધ્યાન–સમ્પૂર્ણ માનપૂર્વક–ખેંચવા રજા લઇશ કે, 'વણિક' વર્ગ સ્હામે 'વણિકેતર' વર્ગનું યુદ્ધ હોઇ, વણિક વર્ગ પૈકીના કેટલાકોને પોતાના પક્ષમાં લેવાની જરૂર સ્વીકારશો. ઘણા સરળ આત્માઓ એવા છે કે જેઓ પ્રકૃતિથી બ્રાહ્મણ કે ક્ષત્રિય છે પણ સંગતદોષથી 'વણિક' બન્યા છે; ત્હેમને ખાનગીમાં મળી સત્ય સ્હમજાવશો તો તેઓ જ વ્યાપારીઓ પૈકી કેટલાકોને મળી એક 'મંડળ' સ્થાપશે

---

† આ પુસ્તકની પહેલી આવૃત્તિ બહાર પડ્યા બાદ તીલક સ્વરાજ્ય-ફંડ [illegible] માટે ફંડ [illegible] માગ્યું છે.

અને ત્હેમની આવકનો અમુક ભાગ દેશસેવાના મિશનમાં આપવા કબુલ થશે. વળી આગળ જતાં તે વ્યાપારી મટી બ્રાહ્મણ કે ક્ષત્રીય બનેલા સજ્જનો હિંદના વ્યાપારને લગતી યોજના પણ ઘડી શકશે અને સમસ્ત વ્યાપારી વર્ગને પોતાના તરફ ખેંચી એકસંપી કરાવી શકશે. આ બાબત જાહેરમાં ઉહાપોહ કરવાના મતને હું પસંદ કરતો નથી. ઉપરાજ્યના અમલદારોએ કોઇ પણ યોજના પર બહુ બોલવાનું ન રાખવું જોઇએ; મુંગા-મુંગા કામ કર્યે જવું જોઇએ.

છેવટે હું કહીશ કે, અસહકારનું ધર્મયુદ્ધ એક એવું યુદ્ધ છે કે જે હિંદને પૂર્વની કીર્તિએ પહોંચાડશે, હિંદના આત્માને પવિત્ર, બહાદૂર, કર્તવ્યપ્રેમી, વિશ્વપ્રેમી બનાવશે, અને હિંદના સતાવનારાઓને પણ આખરે વધારે ‘ડહાપણ’વાળા અને પવિત્ર બનવી વિશ્વની સુલેહશાંતિ યોજવાની ‘દરકાર’વાળા બનાવશે.

# (૫) પ્રજાગણ પ્રત્યે.

(ક) પ્રજાગણ (masses) પ્રત્યે વારંવાર અને ભાર મૂકીને કહેવા જેવી કોઈ ચીજ હોય તો તે એ જ કે, (૧) કોઇ પણ સંજોગમાં મગજપરનો કાબુ ગુમાવતા નહિ, (૨) સરકાર કે સરકારી નોકર કે અસહકારના વિરોધી પ્રત્યે—ગમે તેવું કારણ મળે તો પણ—હુલ્લડાઇભિયું વર્તન કે ગાળાગલોચ કરી બેસતા નહિ, (૩) ત્હમને અન્યાય, ત્રાસ કે માર ખરેખર ખમવો પડે ત્હોયે પણ એક મુડદાની માફક તે સહન કરી લેવામાં ‘બહાદૂરી’ સ્હમજજો.

આ ‘આજ્ઞા’ છે,-‘સિદ્ધાંત’ નથી. ‘માર ખાવો’ એ ‘ધર્મ’ છે એમ કહેવાનો મ્હારો આશય નથી; પણ અત્યારે—હાલના સંજોગોમાં—ઉંડામાં ઉંડો વિચાર કર્યા—બાદ [illegible] માટે એ જ

રસ્તો ખુલ્લો છે. સો વાતની એક વાત સ્હમજજો કે ત્હમે તોફાન કરશો તો આખી બાજી બગાડી બેસશો. ત્હમારા પ્રતિપક્ષીઓ ત્હમને તોફાનમાં ઉતરવાની ફરજ પડે એવી પણ બાજી રચશે. પણ ત્હમે ત્હમારૂં હિત શામાં છે તે ક્ષણભર પણ ભૂલતા નહિ. ગાંધીજીની આજ્ઞા ક્ષણભર પણ ભૂલતા નહિ. જેઓ તે આજ્ઞા તોડશે તેઓ ૩૨ ક્રોડ હિંદીઓના ખુની ઠરશે.

ગાળગલોચ અને મારફાડ સિવાય બીજી દરેક બાબતમાં ત્હમારાથી બની શકે એટલી તમામ 'બહાદૂરી' વાપરજો; અને ખીજવાટનું કારણ મળવા છતાં સ્વેચ્છાપૂર્વક જીભ અને હાથ-પગને રોકી રાખવા એ પણ કાંઈ ઓછી બહાદૂરીનું ઓછા 'સંયમ'નું—કામ નથી.

(ખ) બીજું, ઉડતી અફવાઓને કે ઉશ્કેરણીઓને વજુદ આપતા નહિ. કેટલાકો મૂર્ખાઇથી અને કેટલાકો સ્વાર્થથી વિચિત્ર ખબરો અને આજ્ઞાઓ ફેલાવશે. ગાંધીજીના પત્ર 'નવજીવન' કે એમના તરફથી પ્રગટ થતા ઢંઢેરામાં જ્યહાં સુધી ત્હમે એક ખબર કે આજ્ઞા ન વાંચો ત્યહાં સુધી કોઇ વાતપર અમલ કરવાને તૈયાર થતા નહિ.

(ગ) ત્હમે ત્હમારા સાચા નેતાને વફાદાર છો એમ જોવા પામેલા શત્રુઓ તેમજ 'મૂર્ખ મિત્રો' બે રીતે ત્હમને ડગાવવા કોશીશ કરશે. (૧) તેઓ કહેશે: ગાંધીજી અસ્પૃશ્ય જાતિ સાથે ત્હમારી ઉચ્ચ જાતિની ભેળસેળ કરી ત્હમારો ધર્મ ડુબાવવા માગે છે; (૨) વળી તેઓ એમ પણ કહેશે કે: ગાંધીજી એટલા ધર્માંધ છે કે તેઓ આજની સઘળી સંસ્કૃતિનો નાશ કરી ત્હમને ગામડીઆ ગમાર બનાવશે. આ બન્ને કથન પરસ્પરવિરોધી છે. ગાંધીજી ધર્માંધ નથી તેમજ ધર્મહીણ પણ નથી. તેઓ હિંદી તેમજ પાશ્ચાત્ય બન્ને સંસ્કૃતિઓના અભ્યાસી છે. યુરોપ તેમજ હિંદના વાતાવરણના અનુભવી છે. ધાર્મિક વૃત્તિ સાથે હાલની પરિસ્થિતિઓનું જ્ઞાન તેઓ ધરાવે છે, તેથી ત્હેમની આગેવાનીથી હિંદના ધર્મપ્રેમી

લોકોને તેમજ સાચા સુધારકોને—એકેને–ભય રાખવાનું કશું કારણ નથી. 'પ્રજામિત્ર' અને 'ગુજરાતી' જેવા છીછરા ટીકાકારોની અસર તળે ન આવવું જોઇએ.

(ઘ) 'સમાધાન'ની તાકીદ કરી બેવડા ખુવાર ન થશો. ધ્યાન રાખજો કેઃ–(૧) સમાધાન એટલે સત્યનું ખૂન (આઠ દુ સોળને બદલે પંદર કહેવાની 'ભલાઇ' કે સત્તર કહેવાની 'હરામી', એનું નામ 'સમાધાન'); (૨) સબળ પક્ષ તરફથી સમાધાનની સૂચના થાય ત્યારે સ્હમજો કે મ્હોટો પ્રપંચ યોજાય છે; (૩) નિર્બળ પક્ષ તરફથી સમાધાનની સૂચના થાય ત્યારે સમજો કે 'થાકયાના ગાઉ' છે; (૪) સમાધાન પછીની સ્થિતિ, યુદ્ધ પહેલાંના ત્રાસ કરતાં ઘણા વધારે ત્રાસને જ જન્મ આપે.

પ્રસવ વખતે માતા જોર કરવામાં અને પીડા સહવામાં કંટાળી જાય તો પોતાની તેમજ બાળકની—બન્નેની—જીંદગી ભયમાં નાખી બેસે. **થોડી** વધારે હિંમત, અને **બન્ને** પરમ સુખનો દમ ખેંચવા પામશે.

(ચ) જો મ્હારી પાસે હજાર જીભ હોય તો હજારે જીભથી હું પોકારી પોકારીને કહું કે ભયંકરમાં ભયંકર પીડાઓની વચ્ચે થઇને આખી દુનિયાને—ખાસ કરીને હિંદને—પસાર થવાનું છે. **જીતવું** તો દૂર રહ્યું પણ **જીવવુંય** હોય તો અત્યારથી —આ ક્ષણથી જ—ચેતી ખખડધજ બનવાનું શરૂ કરો. શરીરને કસો, બને ત્યહાં સુધી નોકર પાસેથી કામ ન લેતાં હાથે જ મહેનતનું કામ કરવાની ટેવ પાડી દો, ખોરાકમાં–પોશાકમાં–વહીવટમાં બને તેટલી કરકસર અને સાદાઇ દાખલ કરો, વ્યસન માત્રને છોડવા માંડો, વીર્યનું સંરક્ષણ કરો, અને મરદાનગીભરી કસરતો શિખો. ત્હમારા છોકરા નિશાળ છોડી ઉપર કહેલી તાલીમ લેશે તો—ત્હમે જ એક દિવસ કહેશો કે—સારું થયું કે **ગાંધીજીની સલાહ** માની અમે અમારા પુત્રોને લોહી ચુસતા ભણતરથી જુદા કરી ખખડધજ બનાવ્યા.

(છ) યુદ્ધ ચાલુ છે ત્યહાં સુધી દમામ, પાર્ટીઓ, જમણો વગેરે પાછળ ખર્ચ કરવાનું મોકુફ રાખી બને તેટલી રકમ બચાવી રાષ્ટ્રિય ફંડને વધારવામાંજ ત્હમારૂં ખરૂં હિત છે. વળી, દરેક ધર્મ તથા જ્ઞાતિના લોકો પાસે સામાજિક, ધાર્મિક આદિ જે કાંઇ ફંડો હોય ત્હેની સઘળી રકમ એક પ્રજાકીય બેન્ક સ્થાપી ત્હેમાં જ મૂકવાની અને એ ક્રોડોની થાપણ વડે હિંદી કપાસ અને અનાજ દેશાવર જતું અટકાવી ખરીદી લેવાની યોજના કરવામાં ત્હમારૂં પરમ હિત છે એ બરાબર સ્હમજજો. ખાત્રી રાખો કે આર્થિક મુશ્કેલીની ભયંકરમાં ભયંકર સ્થિતિ અને કામગીર વર્ગનો ત્રાસ ઘણા નજીકમાં છે. રાજકીય પરિસ્થિતિઓના ત્રાસો પણ છેલ્લી હદ સુધી વધવાના છે. અગાઉથી ચેતશે તેજ સુખી થશે.

(જ) મીલએજંટો, મૅનેજરો અને સ્પીનીંગ–વીવીંગ માસ્તરોએ કાંતવા–વણવાને લગતા દેશી યંત્રો જાતજાતના અને જૂદી જૂદી રીતે ઉપયોગી થઈ પડે તેવા શોધવામાં લાગી પડવું જોઇએ. યુરોપી યુધ્ધ દરમ્યાન બન્ને પક્ષે અનેક નવીન શોધો કરી હતી અને હિંદ છેક જ મુડદાલપણું બતાવે તો હિંદને સ્વરાજ્ય કે કોઇ પણ જાતના સુખનો હક્ક ન જ હોઇ શકે. પારકી શોધો ઉપર આબાદ થવા કરતાં રેંટીઆ અને કોડીઆથી શરૂ કરી શોધખોળની શક્તિ વધે તેમ નૂતન સંસ્કૃતિ ધારણ કરતા જવું એ જ વધારે ઉત્તમ માર્ગ છે.

(ઝ) જે વિદ્યાર્થીઓ શાળા છોડે ત્હેમણે બીજી શાળામાં જવાને બદલે અંગકસરત, હિંદી ભાષાનું જ્ઞાન, ભૂખ–થાક–પીડા સહવાની તાલીમ, અને નેચરોપથીનું જ્ઞાન મેળવવા પાછળ લાગી પડવું એ જ શ્રેયસ્કર છે. જ્હેમનાથી બને ત્હેમણે સ્વયંસેવક બની ઉપરીની આજ્ઞા મુજબ ગામડામાં ફરી શાન્તિપૂર્વક અને વિવેકપૂર્વક કામ બજાવવું, **કામ જ શક્તિ અને બુદ્ધિ આપે છે.**

જે દિવસે હિંદીઓ પારકા દેશના માલનો–શિક્ષણનો–રક્ષાનો મોહ અને ગરજ છોડશે અને શરીરે ખખડધજ થશે તે દિવસે આપોઆપ સ્વરાજ્ય ત્હેમના હાથમાં આવીને પડશે, કોઇની પાસે માગવું નહિ પડે અને કોઈની સાથે લડવું ય નહિ પડે.

---

# રમુજી કથા વિભાગ.

(૧)

ત્રણ ભાઇઓ ધન રળવા સમુદ્ર માર્ગે ઉપડ્યા. રસ્તામાં વ્હાણ ભાગ્યું. મુશીબતે સ્હામે કિનારે પહોંચ્યા. થોડે દૂર જતાં એક મ્હોટા બાગથી ઘેરાયલો સુંદર મહેલ નજરે પડ્યો. ત્યહાં આશ્રય લેવા ઇચ્છ્યું. તે નિર્જન મહેલમાં તેઓ વિના અટકાયતે દાખલ થયા. એક સુંદર અપ્સરા તુલ્ય યુવતીએ ત્હેમનો સત્કાર કરી કહ્યું: "અહીં કોઇ મનુષ્ય નથી, પણ મનુષ્ય ઇચ્છા કરી શકે તેવા હરેક પદાર્થની રેલમછેલ છે. હું સમુદ્રની રાણી ત્હમારા આરોગ્ય અને સૌંદર્ય પર આફ્રીન હોઇ ત્હમને મ્હારી જીંદગીના ભાગીદાર કરવા ઇંતેજાર છું. પ્રસન્નતાપૂર્વક અહીં રહો અને મનમાનતા પદાર્થો અને તે સાથે મ્હારૂં યૌવન ભોગવો." યુવાનો ચમનચમનમાં દિવસો વિતાવવા લાગ્યા. એકદા રાણી રયણાદેવી* (એ ત્હેનું નામ હતું) ત્હેમના હાથમાં ચાવીઓનો ઝુમખો મૂકતાં બોલી: "થોડા વખતને માટે મ્હારે બહાર જવાનું છે. ત્હમે આ ચાવીઓ વડે દીલ ચાહે તે ઓરડા ખોલીને ત્હેમાંના પદાર્થો ભોગવજો અને આનંદમાં રહેજો. જરાકે અગવડ ભોગવશો નહિ. પરન્તુ પૂર્વ† તરફનો એક ઓરડો ખોલતા ના: એમાં ઝેરી હવા છે. ત્હમો સુકોમળ પ્રાણપ્યારાઓનું એથી મૃત્યુ થાય તો ત્હમારા સિવાય હું જીંદગી કેવી રીતે ટકાવી શકું?" રાણી વિદાય થઇ. યુવાનોએ એક પછી એક ઓરડા ખોલી ઉંચામાં ઉંચા ખાવા-પીવાના પદાર્થો, વાજીંત્રો, વસ્ત્રો, આભૂષણો, યંત્રો, પુસ્તકો

---

* રયણાદેવી—રાત્રીની દેવી—જડવાદ, જડવાદ જ્યાં સર્વોપરિ છે એવો પ્રદેશ.

† પૂર્વ દિશાનો ઓરડો—આત્મવાદ જ્યહાં સર્વોપરિ છે તેવો આર્યાવર્ત, જ્યહાં આજે 'મુડદાં' બચ્યાં છે.

ઇત્યાદિ અનેકાનેક ચીજો જોઇ, અવલોકી, ભોગવી અને પ્રસન્ન થયા. પૂર્વ તરફના ખંડમાં એથીએ કિમતી પદાર્થો હશે અને તેથી જ ત્હેની મના કરવામાં આવી હશે એમ ધારી તેઓએ છેવટે તે ખંડ પણ ખોલ્યો. ત્ય્હાં તો સંખ્યાબંધ યુવાનોનાં મુડદાં જોઇ તેઓ ચમકયા અને ત્હેની દુર્ગંધ અસહ્ય થઈ પડવાથી ઓરડાનાં પાછળનાં દ્વાર ખોલી બહારના બગીચામાં તેઓ નાશી છૂટયા. ત્ય્હાં વળી એથીએ વધારે આશ્ચર્ય અને ભય ઉપજાવે એવો દેખાવ જોયો. બગીચામાં સંખ્યાબંધ તાડનાં વૃક્ષો હતાં, દરેક તાડને શિખરે અકેક ફાંસી હતી, અને દરેક ફાંસીમાં અકેક સુંદર યુવાન‡ લટકતો હતો. તેઓ પૈકી કેટલાક રડતા હતા, કેટલાક મરવાની અણીપર હતા, કેટલાક મરણ પામી ચુકયા હતા. ત્રણે ભાઇઓ આ ત્રાસદાયક દેખાવથી ચમકયા અને "કોઈ આ માયાવી સ્થાનથી અમને બચાવો!" એવા ઉદ્‌ગાર સાથે માથું કૂટવા લાગ્યા. એટલામાં એક વિદ્યાધર§ આવી પહોંચ્યો અને પોતાની પાંખ ઉપર ત્રણેને ઉપાડી ત્હેમના વતન પહોંચાડવાનું બીડું ઝડપવાની એક શરતે કબુલાત આપી. શરત એ હતી કે, તેઓ પાંખ ઉપર સ્થીત હોય ત્ય્હાં સુધી પાછું વાળી નજર કરવી નહિ. ત્રણે ભાઇઓએ શરત સ્વીકારી અને તાકીદ કરવા વિનંતિ કરી. વિદ્યાધરે કહ્યું: "તાકીદ શું છે તે હું જાણતો નથી. ત્હમે જ્હેને તાકીદ કહો છો તે કોઈ 'ઇલાજ' નથી પરંતુ ભયપ્રેરિત ખોટી ઉષ્ણતા છે. ત્હમે હમણાં મ્હને તાકીદ કરવા કહો છો પણ થોડા વખત બાદ ભયનું કારણ ગયું સ્હમજી બુદ્ધિની જાળમાં ફસાઈ ત્હમે જ શરતનો ભંગ કરશો અને પોતાનું મૃત્યુ નીપજાવશો. હું મનુષ્ય-પ્રકૃતિ બરાબર જાણું છું, તેથી મનુષ્યનાં વચનો—ખાસ કરીને ગભરાયલા મનુષ્યનાં વચનો—પર અમલ કરવાની તાકીદ મ્હારામાં

‡ અકેક સુંદર યુવાન—આબાદ 'સંસ્થાન'.

§ વિદ્યાધર—મહાપુરૂષ— આધ્યાત્મિક વીર, જે લાગણી (emotion) તેમજ બુધ્ધિ (intellectuality) થી પર એવા 'શક્તિ'ના ક્ષેત્રમાં વિચરતા હોય છે.

હોઈ શકે નહિ. ત્હમે 'નિશ્ચય' કર્યાનું કહોછો ખરા; પણ 'નિશ્ચય'થી દૂર છો; માત્ર 'લાગણી' અને 'બુદ્ધિ'ના રાજમાં મ્હાલો છો. પાછળથી બુદ્ધિવાદમાં પડી નિશ્ચય તોડો તે કરતાં હમણાં જ બુદ્ધિને બાર વાર પૂછી લ્યો. પેલા તાડ પર લટકતા યુવાનને જાતે જ પૂછી ત્હમારી પરિસ્થિતિનો પૂરો ખ્યાલ મેળવો અને પછી જ 'નિશ્ચય' બાંધો. કારણ કે મ્હારી પાંખ પર સવાર થયા બાદ રયણાદેવી ત્હમને ફસાવવા હજાર ઘાટ ઘડશે. તે માયાનો અવતાર છે, તેથી ત્હમને છુટવાના ખરા પ્રસંગે જ ફસાવવાના નવાનવા પ્રપંચ—મોહક તેમજ ભયાવહ—અજમાવશે અને ત્હમારા હાથે જ ત્હમારૂં મૃત્યુ કરાવશે. ત્હમે અહીં મરો કે સમુદ્રની મધ્યમાં મરો: બન્ને સરખું જ છે, પણ મ્હારો આશ્રય લીધા બાદ ત્હમે મરો એ મ્હારી ઉજ્વલ કીર્ત્તિને કલંકરૂપ હોઈ હું ત્હમને બચાવવાની તાકીદરૂપી 'લાગણી'ને વશ થઈ શકું જ નહિ." તેઓ સર્વે તાડના વૃક્ષ પાસે ગયા, જ્યહાં ત્હેમને જોતાં જ ફાંસીએ લટકતો યુવાન પોતાનું રહ્યું-સહ્યું બળ એકઠું કરી બોલી ઉઠ્યો : "અય કમનશીબ બન્ધુઓ! ત્હમને આ માયાવી સ્થાનમાં આવવાની દુર્બુદ્ધિ કેમ ઉત્પન્ન થઈ! આ ભયંકર સ્થાનની અધિષ્ટાત્રી આવી પહોંચે અને ત્હમને પોતાના જાદુમાં સપડાવે તે પહેલાં ત્હમે પલાયન કરી જાઓ, નહિ તો અમારા જેવા જ ત્હમારા હાલ થવાના. તે ખુબસુરત પરિ પ્રથમ પ્યાર બતાવે છે અને પછી રસ-કસ લૂટી ફાંસીએ લટકાવે છે. ત્હમારી નજર સ્હામે લટકતા અસંખ્ય યુવાનો આ રીતે જ ફસાયા છે. અમારા મોંઘા અનુભવ પરથી ત્હમે ધડો લ્યો અને એક ક્ષણ પણ ન ગુમાવતાં આ સ્થાનમાંથી નાશી છૂટો. આગળ-પાછળનો વિચાર કરવા ના થોભો; આ સિવાય અન્ય કોઈ પણ સ્થળે ત્હમે કાંઈ પણ વધુ સહીસલામતી જોશો." હવે ત્રણે ભાઈઓ રડવા અને શિર કૂટવા લાગ્યા અને વિદ્યાધરને કહેવા લાગ્યા કે "પરિસ્થિતિઓનો પકકો ખ્યાલ અમને હવે આવી ચૂક્યો છે અને અમારો નિશ્ચય અમે છેવટને માટે કરી ચૂક્યા છીએ; કૃપા કરી આ ક્ષણેજ આપની પાંખોનો આશ્રય આપો." ડહાપણના ભંડારરૂપ વિદ્યા-

ધરે ત્હેમની સ્હામે તીણી આંખે જોયું અને જરા કુલેષમિશ્રિત હાસ્ય કર્યું. પોતાની પાંખો તેણે સૂર્યપ્રકાશમાં ફફડાવી અને ત્રણેને તે પર સવાર કર્યાં. એ જ ક્ષણે રાણીને પોતાની માયાવી શક્તિના બળથી ખબર પડી કે તેણીનો ભક્ષ છટકવા તૈયારી કરે છે. પરન્તુ તેણીને પોતાનાં અગાધ બળનું અને પોતાના ભક્ષની નિર્બળતાનું ભાન હોઇ તેણીએ કાંઈ ગતિ કરી નહિ. વિદ્યાધર સમુદ્રનો કેટલોક ભાગ વટાવી ગયો ત્ય્હાં સુધી તેણી 'બેદરકાર' રહી, પણ આખરે તેણી ઉડી અને સમુદ્રની મધ્યમાં ઉડતા વિદ્યાધરની પાછળ રહી દયાજનક આક્રંદ કરવા લાગી: "અહો મ્હારા પ્યારાઓ ! ત્હમારા સિવાય હું ક્ષણ પણ કેમ જીવી શકીશ? ત્હમને મ્હેં સઘળાં ઇષ્ટ સુખ આપ્યાં હતાં અને એથીએ વધારે ઉત્તમ પ્રકારનાં સુખ તો હજી હવે આપવાની છું. જુઓ, મ્હારૂં હમણાંનું લાવણ્ય જુઓ ! ત્હમે ભોગવેલા લાવણ્ય કરતાં તે કેટલું વધારે આકર્ષક છે ! જરા નજર કરો અને દેવોને પણ દુર્લભ એવાં સુખોની ખાતર મ્હારી સાથે ચાલો." ત્રણમાંના મ્હોટા ભાઇએ 'લાગણી'ને વશ થઇ એક છૂપી નજર ફેંકી. તે કાંઇ તેણી સાથે પાછો જવા માંગતો નહોતો, માત્ર તેણીનું સ્વરૂપ જોવા ઇચ્છતો હતો. પરન્તુ એ જાદુઇ મોહક પૂતળા તરફ નજર પડતાં જ તે પડયો અને નીચેનાં અગાધ જળમાં અદૃશ્ય થયો. રયણાદેવીએ હવે ભયંકર પિશાચિનીનું રૂપ ધારણ કર્યું અને તીર તાકીને ગર્જના કરી: "અરે નિમકહરામ કુત્તાઓ ! મ્હારી ભલમનસાઇભરી બક્ષીસોનો દુરૂપયોગ કરી ત્હમે જીવતા રહેવા ઇચ્છો છો? ઓ બેવકૂફ મગતરાંઓ ! જુઓ કે હવે આ તીણાં તીરથી હું કેવો ત્હમારો નાશ કરૂં છું......પણ સબૂર ! મ્હારા એક વખતના પ્યારા તરીકે હજી હું ત્હમને ક્ષમા કરવા અને પૂર્વની મજાઓ ફરીથી આપવા તૈયાર છું. હજી હું ત્હમને વિચાર કરવાની તક આપવા જેટલી ઉદાર છું—જો કે ત્હમે તો કૂતરાના મ્હોતે મરવાને જ લાયક છો." અને ખરે જ વચટ ભાઇએ 'વિચાર' કર્યો !...તેણે વિચાર્યું: "ખરે જ આ રાંડ ભયંકર છે. એના વચન પર વિશ્વાસ મૂકી શકાય એમ તો નથી જ,

પણ 'અણી ચુકયો સો વર્ષ જીવે' એ કહેવત મુજબ તાત્કાલિક ભયમાંથી બચવા માટે તેણીને સ્હમજાવી લેવી એ જ શ્રેયસ્કર છે. વિદ્યાધર અમોને ઉપાડી જવાની શક્તિ ખરેખર ધરાવે છે, પણ તે કાંઈ આ રંડાના તીરથી અમારૂં રક્ષણ નહિ કરી શકે ! તે કાંઇ યોદ્ધો નથી. હમણાં તો વચન અને નિશ્ચયને વળગી રહેવા કરતાં 'પોલીસી'નો આશ્રય લેવો એ જ બચવાનો એકનો એક માર્ગ છે. મ્હેં તો માત્ર તેણીના પ્રેમની કસોટી કરવા માટે નાસવાનો ઢોંગ–અને માત્ર ઢોંગ–કર્યો હતો, એમ કહી તેણીનો ક્રોધ તુરતને માટે શાન્ત કરી તેણીની સાથે મહેલમાં પાછા જવા બાદ આ વિદ્યાધરને ફરી મેળવવા કે બીજા કોઈ વિદ્યાધરને શોધવા પ્રયત્ન કરીશ." વચટ ભાઇએ એ પ્રમાણે 'વિચાર' કર્યો,–બુદ્ધિની જાળે ત્હેને ફસાવ્યો,–ત્હેનું નિશ્ચય બળ તુટયું. એક કૃત્રીમ હાસ્ય, એક દૃષ્ટિપાત, અને તે પડયો–વિદ્યાધરની પીઠ અને સમુદ્ર વચ્ચેના આકાશમાં પડવા લાગ્યો. તુરત જ રયણાદેવીએ ત્હેને ઝીલી લીધો અને પોતાનું સઘળું વૈર વસુલ કરવા લાગી. ત્હેના શરીરને છેદન ભેદન કરવા લાગી, ભયાનક હાસ્ય સાથે ત્હેનું લોહી પીવા લાગી અને પ્રતિક્ષણ પોતાની બહાદુરીનો ગર્વ સૂચવતા શબ્દો બોલી ત્હેનું માંસ હસતે મુખે ખાવા લાગી. દરમ્યાન વિદ્યાધર પોતાની નિયમિત ગતિથી આગળ ને આગળ વધતો જતો હતો. રયણાદેવી પર 'ક્રોધ' કે મરણ પામેલા બે ભાઇઓ તરફ 'દયા': એમાંથી એકકે લાગણીને વશ ન થતાં તેમજ કોઇ પ્રકારના સંકલ્પવિકલ્પ ન કરતાં તે માત્ર સચ્ચિદાનંદ સ્વરૂપનાં ગીત લલકારતો લલકારતો સમુદ્રને પેલે કીનારે પહોંચી ગયો અને બચેલા યુવાનને ત્હેના 'સ્વગૃહ'માં+ પહોંચાડી ત્હેના અડગ નિશ્ચયબળ માટે અભિનંદન આપી તથા ત્હેના ઉપર પવિત્ર આશિર્વાદ વર્ષાવી અદૃશ્ય થયો.

આ કથા હજારો વર્ષ પર લખાયલાં જૂના જૈન શાસ્ત્રોમાં છે. જ્હેને 'ભય'નું ખરેખર 'ભાન' થયું છે અને ભયમાંથી છૂટવાની

+ સ્વગૃહ–મુક્તિ, મુક્તદશા, સ્વરાજ્ય.

જ્હેને સમ્પૂર્ણ ગરજ છે, તેવો દરેક મનુષ્ય આ કથાનું રહસ્ય આપોઆપ સ્હમજી શકશે. 'ગરજ' વગરનાને સ્હમજાવવામાં પણ હિત નથી. જ્હેનું મૃત્યુ નિર્માયલું જ છે ને તો હજાર વખત સ્હમજાવવા છતાં સ્હમજી પણ શકશે નહિ.

———:o:———

## (૨)

કાતરપૂર ગામમાં ૧૦,૦૦૦ દરજી લોકો વસતા હતા. એ ગામ દરજીઓનું જ ગણાતું, કારણ કે ત્ય્હાં બેચાર વણિક, પાંચ સાત બ્રાહ્મણ અને દસવીસ સુથાર-લુહાર સિવાય તમામ દરજીઓ જ રહેતા. તેઓ ખેતી અને કપડાં શીવવાનું એમ બન્ને કામ કરતા તેથી આબાદ સ્થિતિ ભોગવતા હતા. એક વખત પ્રદેશના એક ગામના સોએક ક્ષત્રીઓએ દરજીઓને હાંકી કહાડી ગામ પોતાના કબજે કર્યું. બધા દરજીઓ કાતરપૂરથી બેએક માઇલ દુરના જંગલમાં ઝુંપડાં બાંધી રહેવા લાગ્યા. થોડા દિવસમાં ભૂખમરો સહવા વખત આવ્યો ત્ય્હારે એમનું લોહી ઉકળી આવ્યું અને મુઠીભર ક્ષત્રીયોને હાંકી કહાડવા દશ હજારની સંખ્યા કાંઇ ઓછી નથી એમ ધારી તેઓ સઘળાઓએ કાતરપૂર પર એક પ્રાતઃકાળે જ હલ્લો લઇ જવાનો નિશ્ચય કર્યો. ગજ-કાતરનાં હથીઆર સજી તેઓ મધ્ય રાત્રે પોતાના જંગલમાંથી રવાના થઈ કાતરપૂર ગામના કિલ્લાના દરવાજા નજીક આવી પહોંચ્યા અને વીસ વીસ માણસોની લાઇનમાં ગુપચુપ સુઇ ગયા, એવા ઇરાદાથી કે પો ફાટતાં જ હલ્લો કરવો. હવે દરવાજાની બાજુમાં જ સુતેલા વીસ દરજીઓને વિચાર થયો કે 'દરવાજો ખુલતાં જ ગામની અંદરના ક્ષત્રીઓમાંનો કોઇ દિશાજંગલ માટે બહાર આવશે તો પહેલ પ્રથમ આપણે જ ત્હેની તલવારના ભોગ થવાના' એ ભયથી બચવા ખાતર તેઓ ગુપચુપ ઉઠયા અને ૫૦૦ લાઇનોની પાછળ જઇ સુઈ ગયા. તુરત જ બીજી લાઇનવાળા પણ ઉઠીને ત્હેમનીએ પાછળ જઇ સુતા. એ પ્રમાણે એક પછી એક લાઇન પાછળ

જવા લાગી. પા ફાટતાં તેઓએ પોતાને કાતરપૂરના ફરવાજાને બદલે જંગલમાંનાં પોતાનાં ઝુંપડાંની બાજુમાં જોયા!

રાજ તો બધાને ગમે, પણ તલવારનો ઘા કોઇને ગમતો નથી. આખી દુનિયા કરતાં પોતાની જીંદગી વધારે કિંમતી છે, એમ જ દરેક હીચકારો માનતો હોય છે; તેથી જ 'મરદાનગી'નું કામ કરવાને યોગ્ય વ્યક્તિઓ દુનિયામાં થોડી જોવાય છે. ગ્રીક, પરશ્યન અને ક્ષત્રિય જાતિઓને ઉપયોગિતાનો સિદ્ધાંત (Utilitarianism) કે બુદ્ધિવાદ (Intellectualism) નહિ, પણ ભય ઉત્પન્ન કરવાની અને ભયની સ્હામે ધસવામાં 'આનંદ' માનવાની 'ટેવ'જ શિખવવામાં આવતી હતી, અને તેથી જ તેઓ જીંદગીને 'માણી' શક્યા હતા અને અમર નામ કરી શક્યા હતા. દરજી, સુથાર, વાણીયા કે બ્રાહ્મણથી કાંઈ સમાજરક્ષા થઇ શકે નહિ, અને સમાજરક્ષાની સગવડ વગર કોઇ પણ પ્રજાની ખાસ સંસ્કૃતિ (unique civilization) નભી શકે નહિ કે આગળ વધી શકે નહિ. (અને સંસ્કૃતિ દરેક દેશની અને દેશમાં પણ દરેક 'વર્ણ'ની જુદીજ હોવી જોઇએ.) સંસ્કૃતિની રક્ષા અને પ્રગતિનો સઘળો આધાર 'તલવાર' પર જ છે અર્થાત્ ક્ષત્રિઓ પર જ છે. મુસલમાનોએ હિંદ પર તલવાર ચલાવી તેથી હિંદનું અહિત નહિ પણ હિત જ થયું હતું. તેથી હિંદુ ધર્મ મુવો નહિ પણ હિંદુ ધર્મનું સર્વોત્તમ અંગ વેદાંત મુસલમાનોમાં દાખલ થયું અને તેથી સુફીઝ્મનો જન્મ થયો કે જે વેદાંતનું બીજું સ્વરૂપ માત્ર છે. ખ્રિસ્તીઓએ હિંદમાં આવી હિંદુ તેમજ મુસલમાન બન્ને ધર્મોને 'નિર્માલ્ય' બનાવ્યા છે. પ્રકૃતિથી હિંદુ–મુસલમાન મળતા જ છે અને તેથી જ તેઓ આ દેશમાં ઘર કરી શક્યા હતા. અતિરક્ષા અને બુદ્ધિવાદ નામના દેવોની સ્થાપના કરીને ખ્રિસ્તીઓએ આ દેશને 'દરજીઓનો દેશ' બનાવ્યો છે, અને તેથી આજે બધા હિંદીઓ પોતાની સહીસલામતી આબાદ રહે એવા હરકોઇ કામમાં 'બહાદુર' છે અને બહુ તો 'ચર્ચા'માં બહાદુર છે! મરવું કોઇને નથી અને રાજ્ય સૌને જોઇએ છીએ,–તેમાં પણ

પોતે આતે સ્વરાજ્ય ભોગવુ છે, નહિ કે પોતાના પુત્રો માટે સ્વરાજ્ય સંભવિત બનાવવું છે! 'લેખા ગણનારા' (calculating) અને 'ચર્ચા' કરનારાઓએ જીંદગીને વિકૃત અને દુનિયાને અસહ્ય બનાવી છે! કુદરતને કલંક લગાડતા એવા મનુષ્યો પર રાજ કરવાનો—રે ત્હેમની કત્લ કરવાનો પણ વિદેશીઓને 'હક્ક' છે અને હોવો જ જોઇએ. જીર્ણ ઇમારત તોડી તે સ્થાને નવી ઇમારત ચણવા ઇચ્છતી કુદરતના બાહુની કડીઓ તરીકે કત્લ કરતા વિદેશીઓ ખરેખર તો પાપી પણ નથી તેમ ઉપકારી પણ નથી. ખ્રિસ્તીઓના શિક્ષણથી એક સિંહા કે એક ચંદાવરકર પાકયા, અને ઔરંગઝેબના તલવારથી એક શંભાજી પાકયો, કે જ્હેને બાદશાહની ખુબસુરત પુત્રી અને રાજસત્તા કરતાં 'ટેક' વધારે 'આનંદ'-દાયક લાગી અને એ ટેક ખાતર પ્રથમ જીભ, પછી હાથ, પછી આંખો અને પછી પગ કપાતાં સુધી ભરદરબારમાં બાદશાહની અપમાનભરી વર્તણુંકનો ઘટતો જવાબ વાળવામાં જ 'જીંદગીની મઝા' માની. શંભાજીને દારૂડીઓ અને વિષયી કહી વગોવનારા બુધ્ધિવાદીઓ દયાપાત્ર છે, કારણ કે એ ખામીઓ છતાં શંભાજી અસાધારણ તત્ત્વજ્ઞાન ભજવી શકયો હતો અને વ્યવહારૂ વેદાન્તીનો જનકવત્યમાન દાખલો હિંદને વારસામાં આપી શકયો હતો.

—:o:—

## (૩)

નફટખાં અને ગુલામખાં વચ્ચે તકરાર થઈ. નફટખાંએ ગુલામખાંની ગેરહાજરીમાં ત્હેના ઘરમાં મધ્યરાત્રીએ પેશીને ત્હેની પત્નીપર બલાત્કાર કર્યો હતો અને એ જ તેઓ વચ્ચેની તકરારનું મૂળ કારણ હતું. ગુલામખાં જ્યહાં ત્યહાં નફટખાંપર ગાળોનો વર્ષાદ વર્ષાવતો, અને નફટખાં પોતાની 'બહાદુરી' માટે મૂછો મરડતો. એકદા ગુલામખાંને કોઇએ પાણી ચ્હડાવ્યું, તેથી તે ભરબજારમાં નફટખાંની ફજેતી કરવા લાગ્યો. ખબર સાંભળતાં જ નફટખાં ગુલામખાંના ઘેર ગયો અને ત્હેના બાર અને પંદર વર્ષની ઉમરના બે પુત્રોને કાપી નાખી પોતાના ઘેર જઈ નિરાંતે પોઢયો અને

મનમાં જ બોલ્યો : "કેવો ગમાર છે ! ઔરત અને બે જુવાન પુત્રો તથા પોતે મળી ચાર માણસો હોવા છતાં મ્હારા જેવા એકલ-ડોકલ પર વૈર લેવા એકસંપી કરી શકતા નથી અને ખાલી પટપટારા ર્ક્યા કરે છે. હવે તો મ્હેં ત્હેની બે બાંય જેવા બે પુત્રોનું પણ કાસળ કહાડયું છે. તેમજ ત્હેની બીબીને મ્હારા બલાત્કારથી થયેલા પુત્રને પણ બે વર્ષ થઇ ગયાં છે. તે છોકરો મ્હોટો થશે એટલે સમાન લોહી હોઇ મ્હારી જ તરફદારી કરશે. પછી ગુલામખાંને પુરેપુરો જોઇ લઇશ. દરમ્યાનમાં ચુપકી પકડીશ અને ગુલામખાં બહુ બોલશે તો 'સમાધાન'ના પ્રપંચથી એને મુંગો કરી દઇશ." પુત્રોના મરણથી ગુલામખાં બહુ રડવા અને 'ગુસ્સો કરવા' લાગ્યો. ત્હેના ૧૦૦ પડોશીઓમાંના ૮૦ તો પોતાના કામમાંથી નવરા થઇને પારકી પીડા જોવા જ તૈયાર નહતા અને બાકીના ૨૦ પૈકી ૧૦ 'બિચારો બહુ દુઃખી થયો' એમ કહી પોતાના કામે વળગતા, અને ૯ 'કોને ખબર છે કે નફટખાંએ જ ખુન કર્યાં ?' અગર 'બે હાથ વગર તાળી વાગે જ નહિ' ઇત્યાદિ સુફીઆણું ફૂંકી દાઝયા ઉપર ડામ દઈ રસ્તે પડતા. એક પડોશી પંચ થઇ ઇન્સાફ કરવા તૈયાર થયો. નફટખાંને પૂછતાં ત્હેણે પંચને કહ્યું: "મ્હને આ સેતાન રોજ ગાળો ભાંડે છે અને દુનિયામાં વગોવે છે તે જો હવેથી બંધ કરે તો હું એને સતાવીશ નહિ એવું વચન આપવા તૈયાર છું." પંચે ગુલામખાંને કહ્યું : "જો ભાઇ! પુત્રો ગયા તે પાછા આવતા નથી. બીની આબરૂ લૂટી તે વાત બહાર કહેવામાં કાંઈ લાભ નથી. હવે તો ભવિષ્યમાં બહુ ત્રાસ ન સહવો પડે એટલી વાતની જ દરકાર કરવી બસ છે; માટે ત્હેના 'વચન'થી સંતોષ માન." થયું, પંચાયતનામું પૂરૂં થયું ! બીની લાજ લૂટાઇ તે વાત ભૂલી જવી ! છોકરા ગયા ને જતા કરવા ! અને ભવિષ્યમાં ત્રાસ નહિ કરે એટલી વાતથી સંતોષ પકડવો—અને તે પણ 'વાત'જ ! ગુલામખાં ડચાયો અને 'સંતુષ્ઠ' બન્યો ! થોડા મહીના તો નફટખાંએ બહુ સારો દેખાવ કર્યો. ગુલામખાંને સહકુટુંબ પોતાના ઘેર જમવા નોંતરે, સારી સારી ચીજો ત્હેના

આપે, અને એક મિત્ર કે ભાઇ જેવો દેખાવ કરે. એક દિવસ નખાંના પુત્રને ત્હેણે કહ્યું: "જો બચ્ચા! ત્હારો બાપ રંડી-એ અને પોતાની સઘળી રોજી એક રાંડને ખવરાવી ત્હમને નને ચીંથરેહાલ દશામાં રાખે છે. માટે જો ત્હારે સુખી ય તો ત્હારો બાપ એકલો ઘરમાં સુતો હોય તે વખતે ગાડી દે તો ત્હને હું મ્હારા સુંદર ઘરમાં મ્હારી સાથે જ અને ત્હને તેમજ ત્હારી માને સદા આનંદમાં રાખું." છોકરો નફટખાંના વિર્યનો જ હોઇ સ્વભાવતઃ તે ત્હેની સલાહથી મોહ્યો અને પોતાના જ ઘરને આગ લગાડી! **ગુલામખાં ભુંડે હાલે મુઓ.** ત્હેની બીબીને પોતાની મરજી વિરૂધ્ધ પણ પુત્રના આગ્રહથી અને કાંઈ સાધન કે રક્ષાસ્થાન ન રહ્યું હોવાથી પોતાની લાજ લૂટનારના ઘરમાં જ રહેવું **ફરજ્યાત થયું.** નફટખાં, આ પ્રમાણે, ગુલામસિંહની પત્ની અને પુત્ર વડે પોતે ઘરબારી બન્યો અને તેઓની જમીન વડે જમીનદાર બન્યો! ઉપરથી વળી દુશ્મનના કુટુંબને **પાળનાર તરીકે** કીર્તિ પામ્યો! દુનિઆમાં આજે બુદ્ધિવાદે 'ન્યાય'ને દેવ બનાવી **આ વસ્તુસ્થિતિ** આણી છે! ખરો વેદાંતી અર્થાત્ જ્ઞાની કે વીર કોઈ દિવસ પોતાનો 'કેસ' કોઈ પાસે ન્યાય માટે રજુ કરતો નથી અને 'સમાધાન' (compromise)-માં શ્રદ્ધા ધરાવતો નથી.



"The ONLY really simple thing is to go straight for what you want and grab it."

"Rationally considered, life is worth living only when its pleasures are greater than its pains; that is, NEVER! So much for Rationalism!"

"The unconscious self is the real genius. Your breathing goes wrong the moment your conscious self meddles with it".

"When a great political movement takes place, it is not consciously led or organized; the unconscious self in mankind breaks its way through the problem as an elephant breaks through a jungle".

આ ચોપડી "ધી ઝોરાસ્ત્રીઅન પ્રીન્ટીંગ પ્રેસ" માં મી૰ બરજોરજી ફરજી પાવરીએ નંબર ૩૩, પીઠા સ્ટ્રીટ, કોટ, મુંબઇ, મધ્યે છાપી છે.

# પરમ સત્યો અને મહા મંત્રો.

"Every 'complaint' is an accusation, every 'Joy' is pr..

"Life is a constant struggle against that which wants to d

"Courage desireth to laugh."

"A good war halloweth every cause."

"Gracefulness is part of the generosity of the magnanim

"When power becometh gracious and steppeth dowr visibleness--beauty I call such stepping down."

"The secret of a 'JOY' ful LIFE is to live dangerous'

"But say, ye men, which if you is capable of friendsh much as ye give unto your friend, I will give unto mine enem will not become poorer thereby."

"Save me from all small victories.

"Whoever cannot command himself shall obey."

"Practise, practise and PRACTISE. Be sure that FAITH will be added unto you."

"Demand first what one can do; afterwards, what one aught."

"Write with blood, and thou wilt learn that blood is spirit."

"By ones's own pain one's knowledge increaseth."

"Everything that suffereth wanteth to live in order to become ripe and gay and longing."

"Rank is always determineable by the degree of suffering man can bear."

"Be every truth called false with which no laughter wa mingled."

"I strive not for my happiness, I strive for my work."

"To live as I like or to live not at all."

"Myself I sacrifice unto my love and my neighbour a. myself."

The man who listens to Reason is lost: Reason enslaves all whose minds are not strong enough to master her."

"The true diagnostic of modern gentility is parasitism."

"Titles distinguish the mediocre, embarass the superior, an are disgraced by the inferior."

"To vulgar nature all noble and generous sentiments a as extravagant, fanciful, absurd, unreasonable."

"To become what we are--unique, incomparable law-givers."

"Verily, I walk among men as among fragments of men; fragments and limbs and dismal accidents, b.

"What is good? All that increases the feelin WILL-to-power, POWER itself, in men."

"What is done from LOVE is always done 'beyon evil.'"

"At bottom they desire plainly one thing most hurt by nobody. But this is cowardice, though it be ca